[illegible]

ફોરમ

અમર મહાજનો

બે નાટકો

મીરાંબાઈ

નવા યુગની સ્ત્રી

ગીતાની વ્યાખ્યા

(શ્રી અરવિંદ ઘોષ)

વાત્સલ્યમૂર્તિ જમનાબાઈ

હવે પછી

[illegible]

[illegible]

# વન વનની વેલી

· લેખક ·
શારદાપ્રસાદ વર્મા

પ્રકાશક · યુગાન્તર કાર્યાલય · સૂરત



...ને તેમના તરફથી એક પત્ર લઇ આવી,
હું કપડાં સૂકવતી હતી ત્યાં મને આપ્યો...પૃ. ૬૦

ડાક્તર નટવરલાલ લાલાજીને—

# અઢીસો શબ્દોમાં

વનમાં કોઈ દિવસ ગયા હશો. ત્યાં કશા નિયમ કે ધોરણ વિના વૃક્ષ, વેલી અને છોડ ઊગી નીકળ્યા હોય છે. ત્યાં ફૂલ ઊગે છે, ફળ આવે છે; તેની સુગંધ અને સ્વાદ હોય છે પણ એ જરા વન્ય ભાસે છે. કંઈક અવ્યવસ્થિતતા લાગે છે છતાં એમાં એક જાતની વ્યવસ્થા અને સૌન્દર્ય નથી એમ પણ કેમ કહેવાય ?

એવી થોડીક કૃતિ અહીં રજુ થાય છે. એમાં વિવેચકને કંઈક અવ્યવસ્થા કદાચ લાગશે. એમાં વનશ્રીનું ભર્યું ભર્યું સૌન્દર્ય, નિસર્ગની ભરપૂરતા–વિપુલતા આ નાના સંગ્રહમાં નહીં હોય. પણ છૂટી છવાઈ વેલીનું સૌન્દર્ય તો હશે જ. વનમાંથી પસાર થઈ થાકયાપાકયાને એકાદ વેલ, એની સુન્દરતાથી, નૈસર્ગિક મધુરતાથી કંઈક આરામ આપી જાય છે. આમાની કોઈ કૃતિ કોઈને યે થોડો આનંદ આપે; એકાદ ઊર્મિ, એકાદ ભાવના જગવી જાય તો યે બસ છે.

નહીં તો વન્ય વનસ્પતિની ઉપયોગિતા આપણને કેટલી લાગે છે ? છતાં ય માતા ધરિત્રીની સૌન્દર્યપૂજા વનદેવતા કરે છે. એ નાની નાની વેલ, છોડ ને તણખલાંને તો એ ખ્યાલ પણ નથી હોતો. તેવી આ નાની કૃતિ એ પૂજનથાળમાં **पत्रं पुष्पं फलं तोयम्** શી સ્વીકારાશે ને ! પૂજન કરનારને તો પૂજનનો આનંદ છે. અને તો એનો અર્ઘ્ય અર્પવાનો છે.

કેટલાંક વર્ષ પર આ કૃતિઓ રચાઈ હતી. એમ ની પહેલી બે વાર્તા ૧૯૩૮–૩૯ ના નવચેતનના હાસ્યરસના ખાસ અંકો માટે તૈયાર થઈ અને છપાઈ. પં. માલવીયાજીનો પ્રયોગ ત્યારે અજાણ્યો હતો આજની જેમ જાહેરખબરનો વિષય નહોતો બન્યો.

આ સિવાયની વાર્તાઓ કેટલાંક પત્રોના દિવાળી વગેરે અંકોમાં પ્રગટ થઈ હતી. એમાંની 'પ્રાયશ્ચિત' સૌથી પહેલી અને 'કોનો બાળ' સૌથી છેલ્લી લખાયેલી, એટલું લેખનક્રમની દૃષ્ટિએ. 'કલ્પનાનું દ્વાર' અને 'મહત્ત્વાકાંક્ષાના અવશેષ' એ બે વાર્તાનાં સૂચન એચ જી. વેલ્સની વાર્તા પરથી થયેલાં. અને આ બધી જ કૃતિઓ કલ્પિત છે પાત્રો પણ કલ્પનાનાં જ સર્જન છે

પ્રકાશક મિત્રો માને છે કે નાટક કરતાં વાર્તાઓને વધારે આવકાર મળે છે એથી અને અત્યાર સુધી ફોરમ આદિને જે પ્રોત્સાહન મળ્યું છે તેથી આ થોડી વાર્તાઓ પ્રગટ કરવા પ્રેરાયો છું. આ યે સત્કારાશે એવી આશા રાખું છું.

# • અનુક્રમણિ •



卐

એક વખત એક પત્રની ઑફીસમાં અમે ત્રણ ચાર મિત્રો ચર્ચા કરતા હતા. તાજેતરમાં એક વિદ્વાન વક્તાએ ભાષણ આપ્યું હતું, ને તે છપાયું હતું. એ પત્રની ઑફીસમાં વિવેચન—અભિપ્રાય કે સમાલોચના માટે કોક મોકલ્યું હતું. સંભવ છે કે સંસ્થાના મંત્રીએ મોકલ્યું હોય. એ ભાષણકર્તા તો કોઈને એમ મોકલતા તો નથી જ, પણ એવી છાપેલી પ્રત યે કોઈને આપતા પણ નથી. કારણ? કારણ એ વિદ્વાન છે, સાક્ષર છે, કવિ છે, વિવેચક...ઈત્યાદિ છે: તમારા મારા જેવા ક્ષુદ્ર પ્રાણીને એવા એવા...ઈત્યાદિની કરણી વિષે વિચારવાનો, પૂછવાનો, બોલવાનો શો અધિકાર? અને વળી એમનાં ભાષણો પુસ્તકાકારે છપાવવાનાં છે, ચોક્કસ. અને એ પુસ્તકના અવતારને છૂટથી, ખુશીથી વી. પી. થી એઓ મોકલે છે. પણ અમે શાની ચર્ચા કરતા હતા? એ ભાષણની જ તો. કારણ એ ઑફીસમાં અણઆમંત્ર્યું આવ્યું હતું. અમે કોઈએ વાંચ્યું નહોતું, વાંચવાનો વિચાર પણ એ ભાષણકર્તાને માઠું ન લગાડવા ખાતર મુલતવી રાખ્યો હતો અને એથી જ અમે એની રસપૂર્વક ચર્ચા કરી શકતા હતા. તમને થશે કે વાંચ્યા વિના ચર્ચા થઈ શકે? જો યુરોપ ગયા વિના ત્યાંની મુસાફરીનું વર્ણન થઈ શકે, જો કવિ તાજમહાલ જોયા વિના કવિતા લખી શકે તો પછી અમારે જેને

વિષે ચર્ચા કરવી છે, તે ચર્ચા, મૂળ વસ્તુ જોયા, વાંચ્યા વિના કેમ ન કરી શકીએ? અને તંત્રીઓને તો હંમેશ ત્રીજું લોચન હોય છે, એથી એ વાંચ્યાં વિના વિવેચન લખી શકે છે, સાંભળ્યા વિના મત આપી શકે છે, ભાષણોમાં ગયા વિના એનો રીપોર્ટ છાપી શકે છે. હવે તો અમારાંમાં પણ થોડી થોડી એ શક્તિ ખીલતી લાગતી હતી. અમે પણ તંત્રીની ઑફીસમાં બેઠા હતા ને?

પણ એવામાં વા વાય ને નળિયું ખસે તેમ પવનથી પાનું એક ઊડી ગયું ને વંચાઈ પડ્યું: 'નામ તેનો નાશ છે.' મેં તુરત જ પત્રના તંત્રીનું એ તરફ ધ્યાન ખેંચ્યું; 'શું એ ખરું છે?' ને અમે નિર્ણય પર આવ્યા કે એ ખરું હોવું જોઈએ, કારણ કે જે જે મરે છે તે તે બધાંને નામ હોય છે. કોઈ નામ વિનાના સ્ત્રીપુરુષ મરતાં સાંભળ્યા નથી. છાપામાં તો કોઈપણ મૃત્યુ નામ વિનાનું આવ્યું જ નથી. જે છાપામાં મરી જાય છે તે બધાંને જ નામ હોય છે. એમ હોય તો પછી આ 'નામ' શા માટે પાડવાં? આ તંત્રીએ એના છાપાનું નામ કેમ પાડ્યું? પાડ્યું તો તેણે પાડ્યું પણ તમેય તમારું નામ કેમ પાડવા દીધું? આ મારી ફોઈએ પણ મારું નામ શે પાડ્યું?

અરે! હવે ઉપાય નથી. નામ પડી ચૂક્યું છે, તો પછી નાશ તો થવાનો. હેં, નાશ થશે? શું મારું મૃત્યુ થશે?— થવાનું છે તો પછી હો ને થતું. એથી આ રાગદ્વેષભરી દુનિયાથી પર જવાશે. પણ તે પછી અત્યારના મારા સ્નેહીઓનું શું? એ બિચારાં બધાં રડશે, કકળશે! એ ખાતર મારે કંઈ કરવું જોઈએ; મારો નાશ અટકાવવો જોઈએ ને?

આથી મેં, મારે ખાતર નહીં તો યે કોઈ બિચારાંને યે રહેવું ન પડે એટલા માટે, એ પરોપકારનાં પુણ્યકાર્ય અર્થે એ 'નામ' અને 'નાશ' બંનેને ટાંડલે ચઢાવવાનો વિચાર કર્યો.

આ અર્થે મ્હેં કંઈક પ્રયોગો પણ કર્યા.

પહેલા પ્રયોગે તો મ્હેં મારાં નામ રોજ કે થોડે દિવસે બદલવાનું રાખ્યું જેથી મૃત્યુ મને ઓળખી જ ન શકે અને એકમાંથી આમ અનેક થતો હું સહેલાઇથી વિરાટની લીલા અનુભવી શકું. પણ અનેક નામે ભમતો વિશ્વાત્મા વિસારે પડ્યો જેમ, તેમ મારાં આમ દશેક નામ થયાં ત્યાં હું એ જ છું કે બીજો એ વિષે મારા ઓળખીતાઓ ભ્રમમાં પડવા લાગ્યા. આથી આ લોક ખાતર મારે મારી આ યોજના પડતી મૂકવી પડી અને આ યોજના મને સદી નહીં એ પણ એક કારણ. હવે હું એવા વિચાર પર આવ્યો છું કે આ યોજના પથ્ય યે નથી. આ વાત મારા લાગતાવળગતાને ખોટું ન લાગે એથી કહી નથી, છતાં તમને 'ખાનગીમાં' તમારા હિત ખાતર કહું છું. પણ જોજો! કોઈને કહેતા નહીં. કહેશો તો પછી હું છું ને તમે છો. જે દિવસે વાત કહેશો તે દિવસે મારૂં નામ બદલી નાંખતાં મને વાર નહીં લાગે ને તમે જુદા ઠરશો.

વાત એમ થઈ કે એક વખત મારૂં નામ 'અમુક' રાખ્યું. તે સમયે મને ખબર નહીં કે મારાથી ત્રીજી જ ઓરડીમાં એ જ નામધારી કોઈ પહેલેથી પેસી ગયા છે; એટલે મારા હજામને મેં એ નામનો જ ઉપયોગ કરવા કહ્યું. મૂળથી જ હજામને અને મારે ઠીક બનતી રાશ છે, એટલે ઘણુંખરૂં કેટલીક વાર તો એ નીકળતો તેવો અંધારાઅજવાળામાં મારા બારણાં ઠોકતો ને મને વહેલા ઊઠવાનો પાઠ આપતો. સવારમાં વહેલા ઊઠવાનો કંટાળો છતાં વખતે આખા દિવસે એ ઉગેલું ખેતર સાચવવું પડે એ વિચારે બબડતો ફફડતો, બે બોણાવતો, હું પથારીમાંથી બહાર પડતો: એ હજામભાઈનું ડાચારવિંદ નીરખી, એનાં કામથી મારા દિવસની શુભ શરૂઆત થતી. પણ આ ભાઈ વહેલા ઊઠનાર, એટને ગોટાળો થતો ને હજામભાઈ

પણ અંધારે અજવાળે 'અમુક' નું એક દાદું ઓઢી સિધાવી જતાં. આમ હું વહેલા ઊઠવાના ત્રાસમાંથી અનાયાસે છૂટયો જાણી શુકરાના કર્યા, પણ પછી તો કેટલીક વાર મારે એ દિવસે દિવસે ફાલતાં, નવા ફાલ સાથે ઑફીસમાં પગલાં માંડવા પડતાં. બીજે દિવસે એવી જ રીતે અર્ધાંગનાનો બડબડાટ વેઠી, ઑફીસના તહેમુરસની મશ્કરીનો ભોગ બની, કલાર્કો વચ્ચે મખ્ખીચુસ ઠરી, ખાસા બે આનાના ભોગે એકાદ સલૂનમાં પડતું નાખવું પડતું.

એક વખત કોલસાની ગુણ, મજૂરી સાથે પૈં અધેલા શાખે ચૂકવી, ઘેર મોકલી આપી. પછીથી જરા હજામત કરાવી, છાપું વાંચી, મહાસભાની કારોબારીમાં પં. જવાહરલાલ ને સુભાષ બોઝને બદલે તમે ને હું ગયા હોત તો કેવું નિવેદન બહાર પડત અને અબાશી, શીંગદાણાથી માંડી ડીફેન્ડ અને રેની વધઘટ વિષે તડાકભડાક વાતો ફેંકી હાથ હલાવતાં હલાવતાં બરાબર ઑફીસ ટાઇમે અમારા બિલ્ડીંગમાં એટલે કે ઓરડીમાં મારી પધરામણી કરી. અમારી ઓરડીના અર્ધ કંપાર્ટમેન્ટ અથવા તો અમારા ભવ્ય કીચનરૂમમાં નજર કરું છું તો ત્યાં શ્રી ભગવાન! હું બરાડી ઊઠ્યો. જવાબમાં હાજીયાં લેતાં, પાડોશીની ઓરડીમાંથી શ્રીમતી પધાર્યાં. આ Mystery—આ કોયડાનું નિવારણ ને ઘરમાંના કાચા દાળચોખાથી પેટ ભરવાનું મારી સૌભાગપાંચમને સોંપી અગીઆરસ કે 'બટાટે ભાજી' ના વિચારમાં ઑફીસે કૂચ કરી.

પણ આવો પ્રસંગ ફરીથી ન બને એ માટે આપણે તો આપણા નામનું નાનકડું પાટિયું દર નવે નામે જડવાનું નક્કી કરી દીધું, પણ પાટિયાંએ તો એવી બજાવી કે મામલો ગંભીર બની જતો ને બંદા છાપે ચઢી અમર બની જતાં અટકી ગયા. એ આ પેલા ત્રીજી ઓરડીવાળા 'અમુક' થતાની મોંકાણ જ તો. રવિવારનો દિવસ હતો. આપણે બંદા, આજની

રજા કેમ ઉજવવી એ વિચારતાં, એકાદ વાગે જરા એવડો માલ ચઢાવી, પેટે હાથ ફેરવતા, આળોટતા હતા. ત્યાં કોઈએ પાટિયું વાંચ્યું ને બારણું ઠોક્યું. ઉઘાડતાં વારને કાંઈપણ ઓળખાણ વિના એક સારજન્ટ ને બેચાર સિપાઈ અંદર ધસી આવ્યા. એમને ને મારે ક્યાં ઓળખાણ થઈ હતી કે મારા કાકાના મામાના મામાના મિત્ર તરીકે એમને મેં ક્યાં જોયા હતા એ પૂછું તે પહેલાં તો એમાંના એકે મારો હાથ હેતથી દાબ્યો ને મને ઊભો કર્યો. હું પાછો બેસી ગયો ને એને બીજી ખુરશી પર બેસવાનું કહું છું ત્યાં તો એણે ફરીથી મારો હાથ એવા હેતથી દાબ્યો કે હું ઊભો થઈ ગયો. મેં એને પૂછ્યું, 'ભાઈ, મારે મલ્લ નથી થવું ને આવી કસરત કેમ કરાવે છે?' તો જવાબ સીધો દેવાને બદલે એક બાજુ જરા દમથી મને ખડો રાખ્યો ને બીજી બાજુ મારા સૌભાગ્યવંતાને. પછી જાણે એનું પોતાનું જ ઘર હોય એમ ક્રીમક્રોસ કરતાં ખાંખાં ખોળા કરવાની તૈયારી કરવા લાગ્યા. અંતે મહા મહેનતે હું એને સમજાવી શક્યો કે ભાઈ જેમને માટે એમણે અમારી ઓરડીમાં પગલાં માંડવાની તસ્દી લીધી છે તે સાહેબ પોતે અહીં વસતા નથી...વગેરે, વગેરે. પણ **Brevity is the soul of...** 'રસની રસિકતા લાઘવતામાં છે' એટલે આવાં તો કંઈક 'ભૂલભૂલૈયાં' થયાં. તેમાંથી આ થોડી વાનગી. જો કે ભળતા નામમાં લાભ પણ છે, પણ તે કોઈ વખત...'

પણ એ બધાં નામની આવી ધાંધલ શી? એ નકામી માથાફોડ શા સારૂ? નામની કીંમત પણ શી? હજી સુધી પંકાતો નાટ્યસમ્રાટ શેકસપીઅર કહી ગયો છે ને, "**What is in a name?**" એ ખરૂં?–ત્યારે શું એ ખોટું? એના જેવો કહી જાય તે ખોટું કેમ મનાય? પણ એ અત્યારસુધી જાણીતો જ એના નામથી થયો એ સાચું કે નહીં? એને નામ નહીં હોત–

એની ફોઇએ પાડયું નહીં હોત–તો પછી તમે, હું કે કોઇ પણ એને જાણી જ કેવી રીતે શકત? એ તો એ કવિ, નાટકનો લેખક, નાટ્યનો નટ એટલે કંઈ ધૂનમાં (whim) લખી નાખ્યું હશે; બીજું શું?

એને એવી ધૂન આવી, પણ આપણા પ્રખર વિચારક શ્રી. શંકરાચાર્ય પણ એવા ગુટ્ટા જ રચતા હતા ને? એણે તો સિદ્ધાન્ત જ સ્થાપેલો કે નામરૂપ મિથ્યા છે; જગત મિથ્યા છે. તો પછી એ અનુસાર, એ સિદ્ધાન્ત અનુસાર, આ નામરૂપ છે એ પણ મિથ્યા જ ઠરે ને? એ જ ખરો વાદ છે. જગત મિથ્યા છે એથી આપણે બોલીએ છીએ તે પણ અસત્ય છે, અને આપણું બોલવું મિથ્યા છે તો પછી જગત અસત્ય છે એ પણ મિથ્યા છે. એટલે જ નામરૂપ મિથ્યા છે એ વાત મિથ્યા છે. આ જ એમનો સાચો સિદ્ધાન્ત. એ જો સાચું નહીં હોત, તો પોતે જ નામરૂપ ધારી કેમ થાત, અને એમ કરતાં થયા તો થયા, પણ પોતાનાં તત્ત્વજ્ઞાનને અમુક નામાભિધાનથી કેમ ઓળખાવત અને નામરૂપધારી મંડનમિશ્ર વગેરે સાથે નામરૂપ વાદ શા સારૂ આદરત? એ તો એમના વિચારની પ્રખરતા દર્શાવવા એમણે આવી વિરોધાત્મક રીતે પોતાનો વાદ સિદ્ધ કર્યો.

હું પણ એમ શ્રી શંકરાચાર્યનો વાદ સ્વીકારી એવી કાંઈક વિરોધાભાસી યોજના રચું તો? તો એક પંથ ને દો કાજ થાય. કદાચ એવા વિચારક તરીકે પંકાઈ જાઉં.

આમ હું બીજી યોજનાના વિચારમાં પડયો. વિચારનું બળ તો તમે જાણો છો ને? Thought is the most dangerous thing in the world–વિચાર એ તો મહાભયંકર વસ્તુ! વિચારમાં ને વિચારમાં હું દિવસે નહીં એટલો રાતે ને રાતે નહીં એટલો દિવસે સુકાવા લાગ્યો. આથી મારા હિતેચ્છુઓની ચિંતાનો વિષય થઇ પડ્યો કે આમ ને આમ હું બીજના ચંદ્ર

જેવો એવડો તો નહીં થઈ જાઉં? એમને મોટી બીક તો એ હતી કે એવા માણસને કદાચ નોકરીમાંથી વિના મૂલ્યનું પાણીચું મળી જાય તો પછી એઓનું શું થાય?

પણ એવામાં એક મહાત્મા મળી આવ્યા. તેણે મને જોતાંને વાર મારી મૂંઝવણ જાણી લીધી ને કહ્યું "બચ્ચા, ફિકર કયા? એક કલ્પ કર લો. બસ, સો સો વર્ષ સુધી તું છે તેવો ને તેવો રહેશે. પછી દર સો વર્ષે બીજો એક કલ્પ કરી લેજે."

એટલે? શું સો વર્ષ સુધી હું એવો ને એવો જ રહીશ, તો પછી મૃત્યુ જ ક્યાંથી? એ યમ કે તેનો પાર્ષદ કદાચ આવે—આવશે, સો વર્ષ પછી, તો તે પછી મને ઓળખી જ નહીં શકે. એ તો એની આજની ગણત્રી મુજબ મને ઘરડો થયેલો—વૃદ્ધ નહીં તો યે ખખડી ગયેલો જ લઈ જવાનો પરવાનો લઈને આવશે; એટલે એ છેતરાવાનો અને એમ એક ફેરી એ ટળ્યો તે પાછો પધારશે ત્યારે ને? અને પાડા પર જઈને પાછા ફરતાં એને કેટલો વખત લાગશે? ત્યાં તો હું મોટરમાં, નહીં તો ટ્રેનમાં, સ્ટીમરમાં, હવાઇ જહાજમાં, વિમાનમાં ક્યાંનો ક્યાં પહોંચી જઈશ! ખાટું! ખાટું! ખાટું! પેલા ભાષણકર્તાનું, પેલા પત્રકારનું. મને આવા વિચારો, મહાત્માના કલ્પની વાત સાંભળી એકદમ આવી ગયા ને એવી ગલીપચી થઇ આવી કે હું મારા શરીર પર આમથી તેમ હાથ ફેરવવા મંડી પડ્યો. મને એટલો આનંદ ચડી ગયો કે મારું મોઢું હસું હસું થઇ ગયું ને મારાથી મ્હોટેથી હસી ન દેવાય એ અર્થે મોઢે હાથ ઢાંકવો પડ્યો. મહાત્માજી આ કળી ગયા. એમણે મારી કૃતકૃત્યતા જોઈ. બીજે દિવસે રાતે મને બોલાવ્યો, આવી રહસ્યમય ક્રિયાઓ માટે તો એકાંત જ જોઈએ ને! અને કલ્પ શી રીતે થાય, એમાં શું શું જોઈએ વગેરે મને સમજાવ્યું.

ચાર પાંચ દિવસમાં જરૂરી સાધન ભેગાં કર્યાં. સોનું, રૂપું, તાંબુ એમ સપ્ત ધાતુ—જો કે એમાં સોનાનું પ્રમાણ વિશેષ હતું; મોતી, માણેક, હીરા એવા ભાતભાતનાં રત્નો; વાઘણનું દૂધ, મોરની કલગી ને પીચ્છ અને મદઝરણ–એમ અનેક પ્રાપ્ય દુષ્પ્રાપ્ય વસ્તુઓનો એમાં સમાવેશ થતો હતો. કેટલીક મળી, 'ન મળી તે મળશે,' મહાત્માએ કહ્યું અને બીજે દિવસે જરૂરી સાધન સાથે, કલ્પ કરવા, અમુક વનસ્પતિની શોધમાં અમે સાતપૂડાના જંગલમાં પહોંચી ગયા.

એ પર્વતમાં કુદરતે જાણે સાધના માટે કોરી કાઢી હોય એવી બે ગુફાઓ એમણે મને બતાવી. ગુફાની બહાર ધૂણી ધખાવી અને 'અહાલેખ'ની ગગન ગજાવતી ગર્જના કરી વચ્ચે ચાપાઓ દાટ્યો. તે પર સિંદૂરની આડ કરી. કંઈ ભય પ્રેરતું, અદ્ભુત લાગતું, રહસ્યમયતા દાખવતું, ગૂઢ દૃશ્ય ખડું થયું. એમાં એમણે મારી પાસેથી લીધેલાં કંઈક દ્રવ્યો હોમ્યાં ને એક ગુફામાં મને પ્રાણાયમાદિ યોગક્રિયાઓ બતાવી. ત્રણ દિવસ વીત્યા ને મને લાગ્યું કે હું દરપળે અમરતા પ્રાપ્ત કરી રહ્યો છું. કેમ ન લાગે? મારો દેખાવ જ ફરી ગયો હતો. આખે શરીરે રાખ ચોળી હતી. જટાને બદલે ચોટલી ઉભી કરી બાંધી દીધી, જે નાટકના નારદજીનું સ્મરણ કરાવે એવી લાગતી. અને તેમાં શુદ્ધ હવા જળ, માની લીધેલું અમરતાનું વાતાવરણ, શરીર અને સત્ત્વ શુદ્ધ કરતી યોગની ક્રિયાઓ. વળી દર ત્રીજે દિવસે નવી નવી ક્રિયાઓ શીખવાની, ક્રમમાં કંઈક ફેરફાર કરવાનો. એટલે આરંભમાં એકતાનતા પણ ન લાગી. ખાવામાં સાધુના ટીક્કડ એવાં બનતાં, એવાં સ્વદિષ્ટ, ઘીએ રસેલાં—રસગુલ્લાં જેવાં તો મ્હેં તે પહેલાં કે ત્યાર પછી ખાધાં જ નથી. કેમ, એ માટે જ સાથે સાધનો લીધા હતાં ને?

આ બધા આહ્લાદમાં—ધ્યેયપ્રાપ્તિના સ્વપ્નામાં હું ઉડતો હતો. એમાંથી કવચિત ભોંય પર પછડાતો એ વનની વિકરાળતાથી રાત્રિ થતી ને તમરાનાં એકસરખા અવાજથી જ મારા મોતીઆ મરવા માંડતા, તો પછી કવચિત્ રાત્રિએ સંભળાતી વાઘસિંહની ગર્જના, સર્પના ફુંફાડાના ભણકારા અને શિયાળવાની રોકકળ સાંભળી મારાથી પણ પોક મૂકી દેવાતી. પણ પેલા સાધુ મારી સાથે જ હતા. અને જ્યારે બૂમ પાડું ત્યારે જવાબ દેતા, એટલે મારી છૂટી જતી હિંમતને ખેંચી પકડતો.

પણ એક દિવસ અચાનક એ સાધુ અલોપ થઈ ગયા. એણે કહ્યું, 'બચ્ચાં, તેરે લીએ મેરેકુ કુછ ક્રિયા કરની પડેગી.' એમ કહી, એમણે એમના ચીપિયા વગેરે એક સવારે સંભાળ્યા અને જણાવ્યું કે સાધનામાં કદાચ બેપાંચ દિવસ પણ વીતી જાય. ત્યાંસુધી મારે ત્યાં જ રહેવું અને એમણે બતાવેલો ક્રમ જારી રાખવો. જો એ મુજબ સતત અઠવાડિયા સુધી ગુફામાંથી બહાર નીકળ્યા વિના નિશદિન સાધના સાધું તો સાતમે દિવસે અમરતાની સિદ્ધિ થશે એમ એમણે જણાવ્યું.

પણ સાત દિવસ...એ એકાન્તમાં, એ જંગલમાં, એ ગુફામાં કેમ રહેવાય? સાંજ પડતાં પહેલાં તો મારા છક્કા છૂટી ગયા, તો પછી સાત દિવસ...ને સાત રાત!...ઓ બાપરે!

રાતના ઓછાયા ઊતરે તે પહેલાં જ પાસેના ગામમાં મારો મુકામ ફેરવ્યો અને દર સવાર સાંજ ગામમાંથી ગુફામાં જઈ એ ગુરુજીની વાટ જોતો, એમની બતાવેલી સાધના ને બદલે એમની પ્રતીક્ષા એ જ મારી સાધના થઈ રહી. કૃષ્ણની પ્રતીક્ષામાં જ ગોપીઓએ વૈકુંઠ મેળવ્યું હતું તો પછી હું પણ મારું ધ્યેય એ રીતે પ્રાપ્ત ન કરી શકું?

પણ એ ગામ અને ગુફા વચ્ચે સાંજ સવાર ફેરા ખાતા એ પાંચના—વીશ, પચ્ચીસ દિવસ થઈ ગયા તોપણ એનો

પત્તો જ ન લાગ્યો. મારે માટે અમરતા પ્રાપ્ત કરવા જતાં પોતે તો અમર નહીં થઈ ગયા હોય કે પછી એ અખતરા માટે લીધેલાં રત્નો, સપ્તધાતુઓ, સોના, ચાંદી...વગેરે...પણ મારાથી એમ કેમ કહેવાય? બેત્રણ વાર કોઈના પગલાં તો ત્યાં મેં જોયાં હતાં...પણ હું જ ત્યાં નહોતો એટલે...

આમ આ અખતરો યે અધૂરો રહ્યો. પણ મને ખાતરી થઇ કે યોગક્રિયાથી જ મારી સિદ્ધિ થશે એટલે એ વિષયનું અધ્યયન મેં ચાલુ રાખ્યું.

એમ કરતાં મેં મેચનિકોફ વિષે વાંચ્યું, પણ ભલા, એ છાશ પીપીને પણ જીવ્યો કેટલું? આખામાખા સીત્તેર વર્ષ.

તો પછી આવું સારું સારું ખાવાનું મૂકી–ભજીઆં, પાતરાં, પૂરીપકોડી, જેને માટે તો આ જીંદગી છે, તેને બદલે એવી નરી છાસ પી પીને દિવસ કાઢે એવું તે કોણ મૂરખ હોય? એ તો બધા 'How to live for ever' અને 'Death Deffered' અને "અખૂટ જીવનદોરી"× જેવા ચોપડા છાપી કમાવાના રસ્તા. નહીં તો એ લોકો જ કેમ મરે છે? એવા માણસ સો વર્ષ ઉપર જીવ્યાના દાખલા કેટલા મળે છે? તો પછી એ 'મોત મુલતવી રાખવાની' ને 'અખૂટ જીવન' 'અનંતકાલ સુધી જીવાડવાની' વાતો શી?

એવામાં કોકે વોરોનોફ વિષે કહ્યું. અરરર...આપણાથી એવી હિંસામય પ્રવૃત્તિ થાય? વાંદરાની 'કલમ કરી,' મૂકી, વાંદરવેડા શે વહોરવા? મોંઘા—બજારમાં ન મળે એવાં મનુષ્ય-

---

× આમાંથી Death Deffered નો તરજુમો ગુજરાતીમાં થયો છે. આ પુસ્તકો કે એના લેખકો વિષે ટીકા કરવાનો કે ઊતારી પાડવાનો આશય નથી; ઉલટું આ વિષયનાં કેટલાંક પુસ્તકો સુંદર હોય છે એ તરફ અભ્યાસીનું ધ્યાન ખેંચું છું.

ત્વમાંથી દેવત્વ પ્રાપ્ત કરવાને બદલે માનવતા ગુમાવી, પશુતા કેળવવી–ગધેડાની જેમ જીવવાને. અજરતા, અમરતા, દીર્ઘ આયુષ્ય શા માટે? જે વર્ષો સુધી યે ભોગવ્યા છતાં તૃપ્ત થવાની નથી તે પાશવતા પ્રાપ્ત કરવા? એના કરતાં જીવન જેવું છે તેવું–જેટલું છે તેટલું યે ઉન્નત કાં ન કરી લેવું–કો પુષ્પ સમું, અલ્પ છતાં આહ્લાદતું, સૌને સૌરભ દેતું.

પછી તો મેં હતાશ થઈને એ અખતરો મૂકી દીધો: મારે માટે અને ભાવિ પ્રજા અર્થે. એથી સમસ્ત દુનિયાને જતી ખોટ જોઈ ગ્લાનિ થઈ.

પણ "માંગે ઉસકી આગે ઔર ત્યાગે ઉસકી પીછે" એટલે મારી એ ઇચ્છાને અભરાઈએ ચઢાવી દીધી પછી એક દિવસ મેં મારી પછાડી હાથ ફેરવ્યો ને કંઈક હાથ આવ્યું. એમ તો હું અભ્યાસી છું ને હાથમાં આવેલું કંઇપણ વાંચ્યા વિના જવા દેતો નથી—પછી તે ગોળનાં પડીકાંનો કાગળ હોય તો યે. એમ એ હાથ આવેલું એક ન્હાનકડું પતાકડું; પણ એમાં તો મારે જોઈતું જ સભર ભર્યું હતું.

એમાં મેં વાંચ્યું 'તું અજર છે, અમર છે—નિર્વિકાર છે' નિર્વિકારને નામ શાનું? ને 'નામ નહીં' તેનો નાશ નહીં હં, ખરૂં? હું કૂદયો–એ ચોપડી–અરે, ભૂલ્યો એ ગોળ કે ભેળ બાંધેલો કાગળ–માથે મૂકીને. પણ શું સાચું? આ કે તે? મારૂં નામ જે છે તે, તેને શું કરૂં? પણ કોઇ એ નામ લઇ લ્યે તો? મેં બીજા ખાતર, અમરતાના અખતરા કરી કેટલું કર્યું? કોઇ મારે માટે આટલું નહીં કરો? આટલું મારૂં નામ–ન્હાનું સરખું નહીં લઈ લ્યો? તમારામાંથી એવું કોઈ નહીં નીકળી આવે? જેની વિભૂતિ પરોપકાર છે એવા કોઈ મહાત્મા તમારામાં નથી શું?

અને તમારામાંથી કોઈ એવો વીરલો મળી આવે એટલી જ હવે વાર છે. બસ ! પછી નામ નહીં, નામ નહીં તેને રૂપ નહીં, તેને વિકાર નહીં, તેનો નાશ નહીં, તેને કામના નહીં. ને જેને કામના નહીં તે અમર છે.

**यदा सर्वे प्रमुच्यन्ते कामा...**
**अमृतो भवति...***

અને હું એમ અમર થઈશ તો વાંચક તને પણ એ નુસખો મોકલી આપીશ. પેટન્ટ માટે અરજી ઘડવા આપી દીધી છે.

---

*જ્યારે બધી કામનાઓને ત્યજે છે ત્યારે અમર્ત્યભાવને પામે છે. (કઠોપનિષદ્)

ટ્રેન ઊભી રહી. ચઢવાઊતરવાની સામાન્ય ધક્કામુક્કી, ચેવડા ગરમ, મસાલેદાર મીઠાઈ, ને પાન ને 'ભેમણીઆ ચા' ના અવાજો કાનને પણ કોઈ મોટા 'સ્ટેશનનું' અસ્તિત્વ દર્શાવતા આવવા લાગ્યા; એના પર થઈ, ભૂખ્યા અને સ્વાદ ખાતર માંગતા ઉતારુના સાદ સંભળાતા હતાં માણસ, ટ્રેનથી આવેલા (?) સુધારા ને સંસ્કૃતિ–જો ટ્રેન એ, સુધારા ને સંસ્કૃતિ લાવી હોય તો તે–પછી પણ પહેલાં જેટલો જ જાનવર રહ્યો છે એ જોવું હોય તો આપણાં સ્ટેશનો જોવાં. ગાડી આવ્યા પહેલાં ધક્કામુક્કી અને આવ્યા પછીય એટલું જ ધાંધલ. ગાડી પંદર મિનિટ ઊભી રહેવાની હોય કે પાંચ મિનિટ, ઊતારુઓ થોડા હોય કે સ્ટેશન ભરેલું હોય તો ય ઊતરવાચઢવાની ધમાલ અને કચરા––કચરી. 'બે ઘડી બેસવાનું છે અને આ પંખીનો મેળો છે' એવી ફીલસુફી ઘડી પહેલાં કે પછી ડહોળતા માણસોનું તસુ જગ્યા માટે હેવાનિયતપણું: આ બધું જોનારને પ્રાચીન પ્રાણી સ્વભાવ યાદ આવ્યા વિના રહેતો નથી.

થોડીવારમાં ઘોંઘાટ સમવા આવ્યો. લોકો જગ્યા શોધતા વિખેરાવા લાગ્યા ને મારા ડબ્બામાં એક પછી એક જુદી જુદી વ્યક્તિઓ આવીને બેઠી. પહેલા ગૃહસ્થે કોટપાટલૂન પહેર્યાં હતાં. કોઈ ઑફીસર હોય એવી એમની છબછબ લાગતી હતી. એમનો અમલ ચાલવો જોઈએ એવું જાણે એમને આખું આખું ભાન થતું હોય એવી એમની મુખમુદ્રા હતી. બારી આગળ બેઠેલા ગામડીઆ જેવા લાગતા એક ભાઈને ખસેડી, એ ત્યાં બીરાજ્યા. જરા સ્વસ્થ થવા પ્રયત્ન કરતાં, હાથમાંના કાગળીઆ બાજુ પર મૂકી, આ નવી દુનિયાથી જાણે અસ્પૃશ્ય હોય તેમ પોતાની ચોપડી ખોલી.

ગાડીને ઉપડવાને પાંચ મિનિટનો ઘંટ વાગ્યો. હવે કદાચ બીજા મુસાફરો નહીં આવે એવી નિશ્ચિતતાથી અમે બેઠા. એવામાં એક ગૃહસ્થે પધરામણી કરીને મારી સામે ગોઠવાયા. એમને જાણે આ દુનિયા પરિચિત હોય એમ લાગતું હતું. એમને ખાતરી હોવી જોઈએ કે અહીં પણ એમના ઓળખીતા હશે જ. નહીં હશે તો એમને ઓળખાણ કરતાં વાર નહીં લાગે. અને પોતાની બેઠક લેતાં પહેલાં તો પોતાની સાથે કામ કરનાર એક ભાઈને ઓળખી કાઢ્યા. "કેમ, બુલાભાઈ! તમે ક્યાં?" અને એમને જવાબ સાંભળવાની ઉતાવળ ન હોય એમ એમણે નજર પ્લેટફોર્મ પર નાંખીને બૂમ પાડી, "અરે, ગુલાબભાઈ! ક્યાં ચલાવ્યું?" આ વણમાંગ્યું આમંત્રણ મળતા ગુલાબભાઈ આ બાજુ વળ્યા ને અમારા ડબ્બાની સંકોચાતી જગ્યામાં પોતાનો સમાવેશ કરી દીધો. રેલ્વેના ડબ્બા અને તેમાંય થર્ડ ક્લાસ, ખરેખર પૃથ્વી સમા સમતાવાળા ને સમભાવી હોય છે. અંદર બેસનાર, તિલક મહારાજની ઢબે પોતાનો જન્મસિદ્ધ હક્ક પૂરવાર કરવા ગંદવાડ કે ઘાંટાઘાટ ને મારામારી કરે તો યે એ તો એની ગતિ સાધ્યે જ જાય છે, સ્ટેશને સ્ટેશને ગમે તેટલા માણસો

આવે તેને એ જગ્યા કરી આપે છે. શ્વાસ પણ ન લઈ શકાય એટલાં અંદર પુરાય તો ય રૈલ્વે કંપની ઉતારૂઓ માટે બીજી સગવડ કરવા તૈયાર નથી. કારણ અંદર તો લખ્યા પ્રમાણે દશજ માણસ બેસે છે. કારણ સૌ કોઈ જાણે છે એમ કંપનીને ખોટ જાય છે—જો કે થર્ડ ક્લાસ વિનાનો મેઈલ એ વધારી શકે છે.

પણ હવે આગગાડી ચાલવા લાગી એટલે આ સ્ટેશને કોઇ આવે એમ નહોતું, આ જાણે નિશ્ચિંત હોય તેમ સોપારી કાતરવાનો અવાજ સંભળાયો. મારા સાથીઓ—ગુલાબભાઈ ને હરિભાઈ ને ભૂલાભાઈમાંથી એકે ધ્યાન ખેંચ્યું. 'કેમ, સાહેબ! આ લેશો ને?' સોપારી કાતરતાં મારી પાસે બેઠેલા હરિભાઈએ પૂછ્યું ને જવાબ દઉં તે પહેલાં એમનો હાથ કોટપાટલૂનવાળા ગૃહસ્થ સુધી પહોંચી ગયો.

"કેમ, વકીલ સાહેબ! કઈ બાજુ? જરા પાન સોપારી લેશો?" એમના મુખમાંથી શબ્દો ઝર્યા. પેલા ગૃહસ્થે જરા ઊંચું જોયું અને ઇશારાથી ના કહી, પાછા પોતાની ચોપડીમાં દટાઈ જવા લાગ્યા. જાણે આ જવાબની ત્રિકાળજ્ઞાનીની જેમ જાણ હોય, કે પછી એમને કોઈ સંતની પેઠેમ હા ના માટે સમાન લાગણી હોય એવી રીતે એ ગૃહસ્થના જવાબની દરકાર વિના મારી સામે સોપારી ધરી ને અમારી ઓળખાણના ગણેશ માંડયા. મને થયું, આ હરિભાઈ, પોતાની પ્રશ્નપરંપરાથી આ ટૂંકી મુસાફરીમાં લેવા ધારેલો મારો આરામ હરી જશે; પણ એમણે બીજો સવાલ કરતાં, ગુલાબભાઈ સામું જોયું, "તમે જરા મોડા થયા હોત તો ગાડી ચૂકત. ભલા માણસ! જરા વહેલા આવવું હતું ને? જુઓને, ઘાસના ભાવ ચઢવા માંડયા તે".

"અરે, આજ તો જવા દો ને જરા એ આડો ફાલ્યો'તો. નિશાળમાંથી નીકળતાં મોડું થયું, તો ય છેલ્લો પરિયડ તો, હું,

તમે જાણો છો ને 'અહ' કરી દીધો."

"ત્યારે તમે રવિવારે ગયા હોત તો, રજાને દિવસે ન ચાલત?"

"પણ, જુઓને, આ ઘાસ વઢાઈ રહેવા આવ્યું છે. તેનું ઠેકાણું કરવાનું ને? અને ઘી મંગાવ્યું'તું તે હજી આવ્યું નથી. પેલા ગ્રાહક લોકો તો મારો જીવ ખાય છે, એટલે આજે જઉં તો બે દિવસમાં બધું પતાવાય અને ઘી લેતો આવું તો પાંચ પૈસા મળે પણ ખરા."

"તે પછી...ત્યારે પેલા તમારા હેડમાસ્તર થતા નાથુભાઈનું શું કરશો? આવું તે થાય?" જાણે આમ વગર રજાએ જવાથી ભયંકર પાપ થતું હોય અને એ બધાંથી હરિભાઈ જેવા પુણ્યાત્મા પર હોય એવા અવાજે તે બોલ્યા.

"એ તો...તમે જાણો છો ને સૌ સૌની રીત છે. બાકી..." મોઘમમાં ભૂલાભાઈએ એમની પાંક લેતા, ખુલાસો કરવા માંડ્યો. 'બાકી હું તો એવું કરું ય નહીં. આ સવારના એક કલાક જઈ આવ્યો ને પછી આ જાણો છો ને મારી તબિયત...એ કારણે રજા લઈ ઘેર ગયો.' મને થયું કે તબિયત સારી ન હતી તો આ ટ્રેનમાં તુરત કેવી રીતે એ આવી શક્યા? પણ બીજાનાં માનસ વાતવાતમાં જાણી લેવાનો કીમીઓ એમણે હસ્તગત કર્યો હોય તેમ, મારી શંકાનું નિવારણ કરતાં, એક ખીસ્સામાંથી શીશી કાઢી, ઉપરનું લેબલ દેખાય નહીં એમ બીજા ખીસ્સામાં મૂકતાં જણાવ્યું, 'પછી દવા લઈ આવ્યો ને જરા ઠીક લાગ્યું, એટલે થયું કે ચાલ, જરા ગામ જઈ આવું. સારું, હવાફેર થશે. ને પેટ છૂટી વાત કહું, કાલે જ ગામથી કાગળ હતો કે પેલો કોન્ટ્રાક્ટ કરી જાવ. સારું, પેટ પડ્યું છે ને?'

'હા...હા...એ તો ખરું જ છે ભાઈ,' હરિભાઈ બોલ્યા, 'નહીં તો આમ કંઈ આપણું સ્કૂલબોર્ડ પૂરું કરે એમ નથી.

જુઓ ને, આ આપણા પગાર...પણ તમારા ટ્યુશનનું શું થશે!'

'હવે તમને શું છે? તમે તો છટકી જ આવ્યા હશો. મુખ્ય આસિસ્ટંટ ખરા ને?'

જવાબમાં હરિભાઈ હસ્યા ને બીડી ચેતાવવા મંડી પડ્યા. 'ના, ના એવું કંઈ નથી. મેં તો મારે આજે રડવા જવું હતું એટલે ક્યારની રજાની માંગણી કરી હતી. અને આ સાંજની ગાડીમાં તો પાછો ફરીશ. આપણે કંઈ તમારી જેમ ઘી અને ઘાસનો વેપાર છે?'

પેલા ગૃહસ્થોએ એકમેકની સામું જોઈ, સાર્થક સ્મિત કર્યું. મને આ લોકોમાં રસ પડવા માંડ્યો હતો; જ્યારથી નિશાળની, શિક્ષકની અને વેપારની, એમ ત્રણે વાતો સાથે થવા માંડી ત્યારથી. જેમને મેં વેપારી માન્યા તે શિક્ષક તો નહીં હોય? આ એમાંથી કયા પ્રકારનું કામ (occupation) કોણ કઈ રીતે કરે છે તે જાણવાનું કુતૂહલ મારામાં જાગતું હતું.

'અને પેલા નવા સાહેબની નિમણૂકનું શું થયું?'

'અરે, એ તો એવા કડક છે! સાંભળ્યું છે કે એ ન હોય વ્યાસભાઈ કે પછી તમે આમ આતવારે ને છાશવારે જઈ શકશો. સાચવજો હં, આપણે તો જે સાંભળ્યું છે તે કહી જાણીએ.' હરિભાઈએ ચેતવણી આપી.

'તે પણ...હવે એ...શું ખોટા હતા કે આ નવા આવ્યા? આપણું તે કંઈ સ્કૂલબોર્ડ છે? એ કેવા બિચારા સારા ને ભલા હતા.'

'પણ આ નવા સાહેબ તો વિલાયત જઈ આવેલા છે ને?'

આ તો સ્કૂલબોર્ડ અને તેના એડમિનિસ્ટ્રેશનની વાત ચાલી. મારી નજર પેલા કોટપાટલૂનવાળા ગૃહસ્થ તરફ ફરી.

એ ગૃહસ્થ પણ વાંચવાને બદલે ચોપડીમાં માથું મારી રાખી, આ વાત રસપૂર્વક સાંભળતા લાગ્યા, જાણે એમને આ વાત સાથે કંઈ સંબંધ હોય ! પણ જ્યારે જ્યારે આ ત્રિપુટીમાંથી કોઈની નજર એ તરફ જતી ત્યારે ત્યારે એ ગંભીરતાપૂર્વક વાંચવાનો ડોળ કરતાં હોય એમ લાગ્યું.

એવામાં સ્ટેશન આવ્યું ને એક ભાઈ ઊતરી ગયા. ગાડી બેએક સેકન્ડ થોભી. ચાલવા લાગી.

'હવે તો તમારે પણ ઊતરવાનું આવ્યું.' હરિભાઈએ કહ્યું.

'હા, આ આવતું જ સ્ટેશન તો, પણ તમે તો દૂર જવાના હશો ના?'

'ના રે! આ ધોળકા સુધી, આ નવી કમિટી આવી તે સારું થયું. હવે જ આપણા શિક્ષકો સમજશે.'

'હેં, શું એ એટલા બધા કડક છે? તો...તો મારા જેવા, ગરીબનું શું થશે?'

'તે એમાં તે શું દળાદર ફીટ એમ છે? એક તો પંદર રૂપરડીનો પગાર અને તે પણ ક્યાં મહિને મહિને મળે છે? કમિટીના મેમ્બરો જ એમ બેચાર મહિના ચલાવી જુએ તો! આ તો પેલા સાહેબ સમજતા હતા, એટલે બધું ઠીક ચાલતું હતું.'

હું વિચારમાં પડ્યો. મને લાગ્યું કે આ તો ખરેખર શિક્ષક જ છે. પણ એવામાં એ ભાઈએ હસતાં હસતાં હરિભાઈને સંભળાવ્યું, 'તેથી જ તો ટાઈમ બે ટાઈમ, તમાકુની દુકાને દેખાતા હશો.' અને પોતાની પોટલી સંભાળી, ગાડી ઊભી રહેતાં, ઊતરી પડ્યા.

હવે અમારા ડબ્બામાં અમે ત્રણ જ રહ્યા. પેલા ગૃહસ્થ ફરીથી વાંચવામાં ધ્યાન પરોવતાં લાગ્યા. મને થયું કે હરિભાઈનો

હલ્લો હવે સમગ્ર બળ સાથે મારા તરફ આવશે. એમાંથી બચવા, મેં મારી ચોપડીની કિલ્લેબંધી કરી, પાનાં ફેરવવા માંડ્યા. છતાં કુતૂહલથી ત્રાંસી આંખે જોયું તો જાણે જંગ જીતવા જતા હોય એવી તૈયારી એ કરતા લાગ્યા. ફરીથી પાન બનાવ્યા સોપારી કાતરી, જરા સફાઈ સાથે તૈયાર કરી પેલા ગૃહસ્થને ધરી.

'અરે, શું વકીલ સાહેબ, આમ શું વાંચ્યા કરો છો? લો, જરા પાન સોપારી તો લ્યો'

પેલા વકીલથી ઓળખાયલા કોટપાટલૂનવાળા ગૃહસ્થે જરા ઊંચું જોયું ને જણાવ્યું, 'હું પાન ખાતો નથી.'

'લ્યો, ત્યારે બીડી લેશો?'

'ના, હું બીડી પણ પીતો નથી,' ટાઢાશથી એમણે કહ્યું.

'લ્યો, મેં તો તમને આજે જ એવા વકીલ જોયા. ચા, બીડી, પાન સોપારી વિના વેપારીને કેમ ચાલે? અને તેમાંય વકીલોને...એમને તો કોઈ અસીલ આવ્યો ને પીવડાવે કે ખાવી પડે'

પેલા ગૃહસ્થે કશો જવાબ આપ્યો નહીં. મને એમની ટાઢાશ ન રુચી. પણ હરિભાઈ તો ખરેખરા હરિ. એમણે એ પાનસોપારી મારી તરફ ધર્યાં ને આગ્રહ કરવા માંડ્યો. પહેલાં તો મેં ના કહી, પણ પછીથી શિક્ષક—વેપારીની સમસ્યા ઉકેલવાના કુતૂહલથી લઇ લીધાં અને જરા વાતે ચઢ્યો.

'તમે ક્યાં જાઓ છો?'

'હું જરા દહાણું જાઉં છું. મારે પાતરાંનો મોટો વેપાર છે.'

'ઓહો, આપ એ તરફથી ખરીદી કરો છો? ત્યારે તો આપનો વેપાર મોટો હશે."

માણસ પોતાની મોટાઈ બતાવવાની એકકે તક જવા દેવા ઇચ્છતો નથી. સામો માણસ ઉદાસીન હોય તો યે એ એની પાસે

બળાત્કારે સ્વીકારાવવા પ્રયત્ન કરે છે, અને જો તે માનવા તૈયાર હોય તો તે માને છે તેનાં કરતાં પોતે વધુ સમૃદ્ધ છે એમ બતાવવા. હરિભાઈએ પોતાની આવક, ખરીદ; પોતાને ત્યાં કેટલા માણુસ છે, કેટલી જમીન છે વગેરે મને કહેવા માંડયું. પોતે દશ વર્ષથી કેવી રીતે ધંધો ચીકાવી રહ્યા છે અને કેવી સારી પાયરી પર મૂકી શકયા છે તેનું સગર્વ વર્ણન કર્યું. એવામાં પેલા ગૃહસ્થે એ બાજુ જોયું. હરિભાઈ, જાણે એ તકની વાટ જોતાં હોય તેમ, વાતને વળાંકો આપી, એકદમ પેલા ગૃહસ્થ સાથે વાત કરવા મંડયા. આ વખત મને એ ગૃહસ્થ, કુતૂહલથી કે પછી હરિભાઈથી કંટાળીને એમને કાકું આપતા દેખાયા. એમણે જરા પોતાનો સાદ ધીરો કર્યો. આથી ગાડીના ગડગડાટમાં કશું સ્પષ્ટ સંભળાયું નહીં. છતાં પોતાના ધંધા અંગેની કંઈ કાયદા વિષે વાતો કરતા લાગ્યા. આ વખત એમણે ખીસા ફંફોળી, એચાર એલચી કાઢી, પેલા ગૃહસ્થ પાસે ધરી. એણે લીધી ને હરિભાઈએ વાત લંબાવી, પેલો માણુસ વળી વાતથી કંટાળતો લાગ્યો અને તેની ચોપડીમાં ડૂબકી મારતો જણાયો. બિચારા હરિભાઈ એકલા પડયા; પણ એમ કંઈ એ હારે એવા નહોતા. એમણે મ્હોટેથી કહ્યું, 'એક તો રેલ્વેની મુસાફરી કંટાળાભરી અને તેમાંય તમે લોકોને આખો દિવસ વાંચતાં કંટાળો આવતો નહીં હોય? આખો દિવસ શું વાંચ વાંચ કરવું?' જાણે કોઈ વિદ્યાર્થીને શિક્ષા ન કરવાના હોય એમ વાકય પૂરું થતાં, હાથ હલાવતા, હલાવતા ચોપડીમાંથી વંચાવતા શિક્ષકે ચોપડી પર કંટાળો દર્શાવ્યો. પણ કોને સંબોધીને? મને કે પેલા ગૃહસ્થને? મેં જરા ઊંચું જોયું, એટલે એમણે કહ્યું, 'તમે શું વાંચ વાંચ કરો છો? વકીલ સાહેબને તો કદાચ કાયદો જોવાનો હશે, પણ તમારે શું? જુઓ, મારા ભાઈ, તમારે વેપારીને તો વેપાર સિવાય બીજી વાત જ શી કરવાની હોય?'

'કેમ, નહીં તો ટ્રેઈનમાં બીજું શું કરવાનું હતું? ધંધામાં વખત ન મળે એટલે આગગાડીમાં સમયનો આમ ઉપયોગ કરી લેવો એમાં શું ખોટું?'

'એમ તે વાંચ્યે જ્ઞાન મળતા હશે? જ્ઞાન તો અનુભવની નિશાળમાં મળે. અનુભવ લ્યો, દુનિયાનો અનુભવ મિસ્તર, અને આવી પંચાત કરવા કરતાં હોય તે ધંધો કર્યા કરો; નહીં તો આ ગાંધીવાળાનાં પુસ્તકો વાંચશો તો રખડી જશો.'

મને આ માણસથી કંટાળો આવ્યો. હું શું વાંચું છું એ જાણ્યા વિના એણે વાંચન પર અને ગાંધી સાહિત્ય પર અણ-આમંત્ર્યો અભિપ્રાય આપવા માંડ્યો. આ સાંભળી મારી કુતૂહલતા સમી ગઈ. આ માણસ સાથે માથાફોડ કરવા કરતાં મેં વાંચવાનો જ નિશ્ચય કર્યો.

પણ થોડીક ક્ષણો વીતી નહીં હોય ત્યાં વળી એમનું શર છૂટયું, 'શું વાંચો છો?' આ વખત મેં જવાબ નહીં દેવાનો વિચાર કર્યો પણ હરિભાઈ એમ હારે એવા હતા જ ક્યાં? ઊંટ વિષે પદાર્થપાઠ આપતાં હોય તેમ મોઢું ઊંચુંનીચું કરી ચોપડી પરનું નામ વાંચી લીધું. 'ઓહો, આ તો પેલા દક્ષિણામૂર્તિ-વાળા ગિજુભાઈની ચોપડી. લોકો એનાં વખાણ કરે છે, પણ મને તો એની વાતો વાહીઆત જેવી લાગે છે. હું શિક્ષક છું એથી ખાતરીથી કહી શકું.'

આમ અનાયાસે મારી કુતૂહલતા ઉકેલવાની તક મળતાં, મેં ચોપડીની બહાર જોયું, કારણ હરિભાઈ મને વાંચવા દે એમ તો હતું નહીં. આ વખતે પેલા ગૃહસ્થ પણ જોતા લાગ્યા. મેં પૂછ્યું, 'તમે શિક્ષક છો? હમણાં તો કહેતા હતા કે તમાકુનો વેપાર કરો છો?'

'જાઓ, મિસ્તર! તમે આટલું ન સમજ્યા કે નિશાળના વખતે નિશાળ અને બાકીનો વખત ધંધો. વેપારી પહેલાં ને પંતુજી પછી.' શિક્ષકે શિક્ષકના માનવંતા ધંધા માટે માનભર્યું સંબોધન વાપરી, કોઇને સમજાવતાં હોય એવી અદાથી કહ્યું.

'હા, પણ તમે આ બે સાથે કેવી રીતે કરી શકો? તમારે નામે દુકાન ચાલી શકે?'

'એ તો—દુકાન તો મારા છોકરાને નામે ચાલે છે. હું એનો મહેતાજી, સમજ્યા ને?' એક આંખ મીંચીને એ બોલ્યા.

'તમારો છોકરો ત્યારે તો મોટો હશે?'

'ના, ના, બે પાંચ વર્ષમાં એ તો તૈયાર થઇ જશે. હમણાં એને ત્રીજું ચાલે છે. અને હવે તો હું પણ બેએક વર્ષમાં નિવૃત્ત થઇશ. જુઓને, આજ લગભગ પંદર વર્ષ 'સરવિસમાં' થવા આવ્યાં.' માસ્તરના આ ગણિતથી હું આશ્ચર્ય પામ્યો. પણ મારું ઊતરવાનું નજીક આવતું હતું. મેં થોડી ઉત્કંઠાથી પૂછી લીધું;

'પણ તમારો વેપાર તો દશ વર્ષથી ચાલે છે ને? અને ગ્રાહક ક્યારે આવે એનો કંઇ નિયમ છે? બપોરે નિશાળના વખતે પણ આવે.'

'એમ તો મારા ડોસા છે તે આખો વખત સંભાળે છે અને એવું કોઇ મોટું ગ્રાહક હોય તો અમારે ત્યાં નોકરો છે તો.'

'એટલે એ લોકો ગ્રાહક સાથે વાતચીત કરી લ્યે, એમ ને?'

'અરે, એ દુબળા તે શું કરતાં હતાં? ગ્રાહક અને વેપારી સાથે વાત કરવામાં તો અમુક આવડત જોઇએ આવડત મારા સાહેબ! એ...તો એ...મ કે એ લોકો મને નિશાળેથી બોલાવી જાય. મારી નિશાળ પાસે જ છે.'

'તે તમને એમ જ્યારે જોઇએ ત્યારે રજા મળી શકે, એ કેવું?'

'એમાં શું? એમાં કંઇ બે કલાક થવાના હતા? ગમે તે બહાને રજા મળી શકે: જમવાની, માંદગીની,...એમ સમજ્યા ને?' ફરીથી એમણે આંખ મીંચી.

'અને તમારે શીખવવા માટે કંઇ તૈયારી નહીં કરવાની? એ માટે તમને વખત ક્યારે મળે?'

આ પ્રશ્ન એમને બાલિશ લાગ્યો. એ હસતા હસતા બોલ્યા, 'એમાં વળી તૈયારી શી કરવાની હતી? હજામ દાઢી કરે તેમ પંતુજી પેપરો ભણાવી જાય. એમાં નવું તે શું કહેવાનું હોય કે તૈયારી કરવી પડે.'

આ સાંભળી હું તો ટાઢો થઈ ગયો. પણ એવામાં ટ્રેઇનની ગતિ ધીરી થતી ચાલી ને મારું ઊતરવાનું સ્ટેશન દેખાવા લાગ્યું. હું તૈયાર થવા માંડ્યો.

'કેમ, તમારે અહીં ઊતરવું છે?'

'હાજી' હું બેઠક પરથી ઊઠ્યો.

પેલા ગૃહસ્થ પણ કાગળો અને ચોપડી વ્યવસ્થિત કરી તૈયાર થયા.

'કેમ, વકીલ સાહેબ, તમે પણ અહીંજ ઊતરશો.'

જવાબમાં પેલા ગૃહસ્થે આભાર માન્યો. અત્યાર સુધી ટાઢાશથી મૌન સેવી રહેલા આ હરિભાઈના વકીલમાં આભારનો ઉમળકો કેમ આવી ગયો તે તે દર્શાવી શક્યા?

પણ અમે ઊતરીએ છીએ એટલામાં તો ગાડીમાં બેસવા આવનાર એક ભાઈએ અમારું ધ્યાન ખેંચ્યું. એ ભાઇ અમારા પરિચિત નીકળ્યા: મારા ને પેલા કોટપાતલૂનવાળા ગૃહસ્થના.

એ બેઠા ને કુશળ સમાચાર પૂછવા અમે જરા રોકાયા એમણે પેલા ગૃહસ્થને પૂછ્યું, 'સાહેબ! કયારથી ચાર્જ લ્યો છો?'

અને મારી તરફ ફરી એમની ઓળખાણ આપતાં કહ્યું, ' આ તમારા નવા શાળાધિકારી સાહેબ.'

આ વકીલ સાહેબ તરીકે ઓળખાયલા સાહેબને વિદાય આપવા બારીએ આવેલા બાઇ પર જાણે વજ્રપાત થયો હોય એમ એમના મોંમાંથી ' હેં '! શબ્દ સરી પડ્યો.

— ને ટ્રેન ઉપડી.

વાયુ વાતો રહે તો સુચરિતાનું ગુંજન સંભળાયા વિના રહે. જ્યારે જુઓ ત્યારે કોકિલા કંઈ ઝીણું ઝીણું કૂજતી જ સંભળાય. સંગીતની એ ઘડેલી હોય એમ એનાં હલનચલનમાં લયબદ્ધતા લાગતી.

સંગીતનો વારસો એને પારણામાંથી મળેલો. એના પિતાનું કુટુંબ સંગીતનું શોખીન. વાતાવરણ એવું હતું કે બાળક બોલતાં શીખે ને સૂર કાઢવા માંડે.

છતાં સંગીતની શાસ્ત્રીય કેળવણીની સગવડ, એની સાધારણ સ્થિતિનો પિતા જોઈએ તેવી નહોતી કરી શક્યો. ને સંગીતની શાસ્ત્રીયતા કેળવી શકાઈ હોત તો યે એ બાર-પંદર વરસની થતાં પરણી ગયેલી, ઘર માંડતી ને પુત્ર પ્રસવતી ગુજરાતણ કેટલુંક ગ્રહણ કરી શકી હોત? અને ગુજરાત વ્યાપારપ્રધાન પ્રદેશ. ત્યાંના પુરુષને પહેલી કમાણીની પડી છે—અને નહીં તો યે દિવસે દિવસે એ પ્રશ્ન એટલો કટુ નથી થતો કે એવી સંસ્કારિતા ને શોખ પાછળ સમય અને લક્ષ્મી ખર્ચ કરતાં મુશ્કેલી પડે?

પણ એના પતિ, લક્ષ્મીનંદનની સ્થિતિ સારી હતી. એનો ધંધો ધીકતો હતો. એ સહવારથી સાંજ સુધી લોઢે લાકડે રમતો. લોખંડ કાપતા થતા અવાજ એ એનું સંગીત હતું.

પાઇપના ખણુખણુાટ એ એનાં વાજિંત્રનું ગાન હતું. પણ ધનિક લોકને સાધનની વિપુલતાથી સરલ થઈ પડેલી સંસ્કારિતાનો સંગ સાંપડે છે, ઉચ્ચ શિક્ષણ પામેલાની સ્હેજે મૈત્રી મેળવાય છે અને એમની ઓછી કેળવણી અને ઊંચી રસિકતાની ઊણપ આ રીતે પુરાતી લાગે છે ને એમ અનાયાસે સાધનસંપન્ન પોતાને રસિક અને સંસ્કારી સહેજે મનાવે છે. આ લાભ લક્ષ્મીનંદનને મળ્યો હતો. એણે એની પત્નીનો સંગીતનો શોખ પારખ્યો, ઊંચી રસવૃત્તિ ઓળખી અને એ પોષવા એણે પ્રયત્ન કર્યો.

ને સુચરિતાએ ધીરે ધીરે પ્રગતિ કરવા માંડી. જુદાં જુદાં વાજિંત્રો પર એનો હાથ બેસી ગયો હતો ને રાસમંડળીમાં તો ગરબા એનાજ ગણાતા. વળી એણે થોડાં ગીતો રચ્યાં હતાં. સ્વરકાર તરીકે માસિકોમાં એનાં દર્શન થતાં. એણે એક નોટેશનનું પુસ્તક તૈયાર કર્યું.

૨

કેટલીકવાર શાંત રાત્રિએ જ્યારે જગત પોઢી ગયું હોય ત્યારે એ કંઇક સૂરો સાંભળી જાગી ઊઠતી. મધ્યરાત્રિએ એક પક્ષી એક સૂરો છેડાતા. કોઈ તરુણ પોતાની સ્વપ્નસિદ્ધિની શોધમાં જતો હોય, તેનાં તલસાટ સમું, પૃથ્વી અને દ્યૌના ક્ષિતિજ પર દેખાતાં મિલન પછી ચિરકાળના વિયોગમાં પરિણમતા, વિરહના દર્દભર્યું એ ગીત હોય તેવી સૂરાવલિ એ પથારીમાં પડી, પડી સાંભળી રહેતી. એના ગાનાર સાથે સમભાવ સાધવા પ્રયત્ન કરતી, તે કોણ હશે એની કલ્પના કરવા મથતી; તેની સખી, તેના સંસારના મન માન્યા તરંગો ઘડતી એ નિદ્રાવશ થતી.

એ એક ઉગતો કળાકાર હતો. એની ખ્યાતિ હજી પ્રસરી ન હતી. એ એવો શરમાળ હતો કે બુલબુલની જેમ રાત્રિએ એકાંતમાં ગાતો ને આકાશના તારા એને સાંભળવા થોભી જતા.

એ સ્વપ્નદર્શી હતો; કલાની સાધનામાં રાચતો, ગીતની ભાવસૃષ્ટિ શ્રોતા સમક્ષ ખડી કરવાના અભિલાષ સેવતો.

એ મહેફીલોમાં બહુ જતો નહીં, જતો તો એકાદ ખૂણામાં લપાઈ રહેતો. કવચિત્ એના મિત્રો એને સંમેલનોમાં ખેંચી જતા. કવચિત્ જરુરિયાત એને કોઈ સ્થળે ગાવાની ફરજ પાડતી. જાણકારોના આગ્રહને વશ થઈ કેટલીકવાર એકાદ ચીજ છેડી એ નાસી જવા તત્પર થતો. એની કળા એ અપૂર્ણ માનતો અને કાચી કળાના પ્રચારમાં પાપ લેખતો. છતાં સંગીતના સાચા શોખીનોમાં એનું નામ સકૌતુક, સમાન ઉચ્ચારાતું. ને એની ખ્યાતિ કોઈ સુન્દરીના દેહની સુવાસ સમી આછી આછી પ્રસરતી હતી.

તે વર્ષના સુન્દરીસંઘના વસંત સંમેલનમાં એણે ઇચ્છાએ–અનિચ્છાએ ભાગ લીધો ને સંમેલનમાં સુચરિતાને તેનો પરિચય થયો. સંગીત પર–સંગીતના સાહિત્ય પર ચર્ચા થઈ. એણે એક ગીત છેડયું–એને એક ચીજ ગાવી પડી. ને સુચરિતાએ જાણ્યું કે એની કલ્પનાનો ગાયક લાધ્યો. સુચરિતાએ આગ્રહભર્યું આમંત્રણ દીધું. એણે સ્વીકાર્યું–સ્વીકારવું પડયું છતાં એ સુચરિતાને ત્યાં ન ગયો.

ને કેટલોક સમય વીતી ગયો. સુચરિતાએ ન એનું ગીત સાંભળ્યું કે ન સાંભળ્યા એને વિષે કાંઈ સમાચાર. પણ એની ઉત્કંઠા વધવા લાગી. જેમ દિવસો જતા તેમ એને મળવાની ઇચ્છા તીવ્ર થતી ચાલી. કવચિત્ એને ત્યાં જવાનો વિચાર કરતી, એ તૈયાર થતી, પણ આ અજાણ્યા ગાયકને ઘેર એ ન જઈ શકી.

પણ એક દિવસ સુચરિતાએ પોતાનું નોટેશનનું પુસ્તક

એ ગાયકને અભિપ્રાય માટે મોકલી આપ્યું ને તે સાથે સંમેલનમાં આપેલું આમંત્રણ યાદ આવ્યું.

એ પુસ્તક તેણે ભાવપૂર્વક સ્વીકાર્યું. આમંત્રણ મુજબ ન જઈ શક્યો એ માટે માફી માંગી અને જ્યારે સુચરિતાને સમય હોય ત્યારે પોતે જાતે જ આવીને અભિપ્રાય આપી જશે એમ જણાવ્યું. સુચરિતાએ ગાયકનો જવાબ લક્ષ્મીનંદનને બતાવ્યો. અને લક્ષ્મીનંદને એક દિવસ તેને આમંત્રણ મોકલી આપ્યું.

એ અનુસાર એ આવ્યો ને એણે સુચરિતાના, તેનાં સંગીત ને 'સૂરાવલિ'નાં વખાણ કર્યાં. એને એ સાચ્ચે જ ગમી હતી. એમાં એણે જોમભર્યાં અને રસ પ્રેરતાં, નવીન ભાવ, કલ્પના અને રાગરાગિણીની વિવિધતાભર્યાં, છતાં સનાતન સત્ય સમજાવતા, મધુર પ્રસાદયુક્ત જૂનાંનવાં ગીતોનું–મુખ્યત્વે નવીન કવિઓની અમર કૃતિઓનું નોટેશન ઊતારેલું જોયું–અને નહીં તો યે સુકોમળ, સંસ્કારી સુન્દરીનાં વખાણ કરવા કયો જુવાન ચૂકે? અરે, સુચરિતા સમી સુન્દરી સાથે વાત કરવી એ પણ કેટલાકને તો લ્હાવો લાગે.

લક્ષ્મીનંદનને અને સુચરિતાને એના વખાણથી આનંદ થયો. સંગીતની ચર્ચા ચાલી. એણે બેચાર ચીજ છેડી. વાદ્યો વગાડયા અને અત્તરનો પમરાટ પ્રસરે તેમ એ સંગીતની સૌરભ મૂકતો ગયો.

આ એનો ને સુચરિતાનો પરિચય. પણ તે દિવસથી સુચરિતાના હૃદયમાં કંઈ ભરતી આવી. એણે સંગીત પર પ્રભુત્વ મેળવવા વધુ શ્રમ લેવા માંડયો. એની કલ્પનાશીલતાએ વાતાવરણમાં ડોલન અનુભવવા માંડયું ને એને લક્ષ્મીનંદનની

નિરસતા ખૂંચવા લાગી. તેનામાં એને ઊણપ દેખાઈ. એણે એના પુત્ર–પુત્રીઓ જોયાં : બસ, એજ લક્ષ્મીનંદનની પ્રતિકૃતિ. એ જ વ્યવહારની ખરબચડી બાંય પર રમતી ભાવહીનતા. એને એના પતિમાં–પુત્રોમાં ઊર્મિનો આવેગ જોઈતો હતો, એની આંખોમાં વ્યોમ માપતાં સ્વપ્નાં જોવાં હતા–વ્યવહારતા નહીં. એને થયું, એને પતિ એવો ના મળ્યો પણ પુત્રપુત્રી પણ એવાં નહીં? એ આદર્શ સેવતી આંખો, ભાવથી તરવરતું કપોલ, મોરના ટહૂકાર સમો સ્વર અને વિદ્યુત્ શી ચપળતા ભર્યાં એક પુત્ર, એક પુત્રી–પેલા ગાયક સમા! આ એની ઇચ્છા, એક માત્ર ઇચ્છા થઈ રહે.

આમ છતાં ગુજરાતણને શોભાવે તેવી તે શીલવતી હતી. એના પતિ તરફ, તેના આત્મજ તરફ એને એજ ભાવ હતા–એજ વહાલ હતું. પણ એનું અંતર એવા એક પુત્ર–એક પુત્રીને માટે ઝંખી રહેતું. ને તે ઝંખના કરતું કરતું દૂર સરતું હતું : એટલું ધીરે, એ ન જાણે ન સમજી શકે એટલું ધીરે.

ભરદરિયે કેટલીક વેળા દૂરથી બે વહાણો સામસામા મળે છે અને પછી જુદી જુદી દિશામાં અદૃશ્ય થઈ જાય છે : ફરીથી કદી જ એ રીતે નહીં મળવાને. એમ સંસારસાગરે પણ કેટલાક મેળ મળે છે તે છૂટા પડવાને. પેલો ગાયક સુચરિતાના જીવનમાં આવ્યો અને અદૃશ્ય થયો. સુચરિતાના દર્શને–સુચરિતાના કળાના પરિચયે એને એની કળાની ઊણપ ખૂંચી, એને એના કળાના આદર્શ સિદ્ધ કરવા પ્રેર્યો. એ વધુ શ્રમ લેવા લાગ્યો. પણ એની ગરીબાઈએ શ્રમ સાથે જરૂરનું પોષણ અને નિરાંત ના બક્ષી ને એ પછડાઈ પડ્યો. સ્વાસ્થ્યસિદ્ધિની શોધમાં એ ક્યાંક ગયો અને ત્યાંથી એક દિવસ સમાચાર આવ્યા કે એ દિવ્ય ગાયકના ધામમાં એનું અનંત સંગીત શીખવા સિધાવી ગયો.

સુચરિતા અનેક વાર વિચાર કર્યા છતાં એને ઘેર નહોતી ગઈ તે ગાયકના મૃત્યુ સમાચાર સાંભળી જવા તૈયાર થઈ. મૃત્યુ કેટલીક વાર માણસનામાં સાહસ નથી પ્રેરતું ? એને લાગે છે કે એ એનો છેલ્લો સંબંધ છે—એનું છેલ્લું દર્શન છે. જીવનભર શત્રુ થઈ રહેલા, જે નજરે પણ ચઢવા નથી ઇચ્છતા તેઓ કેટલીકવાર મરનારની સ્મૃતિ મેળવવા અને સંઘરવા પ્રયત્ન કરે છે. મૃત્યુ માણસમાં કેવા પરિવર્તન આણે છે !

સુચરિતાએ ગાયકની માતાને ત્યાં જઈ આશ્વાસન આપ્યું અને તેનો ફોટો મેળવ્યો. આ એક જ વાત લક્ષ્મીનંદનથી જીવનમાં એણે પહેલવહેલી છૂપાવી—કેવી નજીવી છતાં. જે છબી લક્ષ્મીનંદનની જાણથી સહેલાઈથી મેળવી શકી હોત, લક્ષ્મીનંદને એન્લાર્જ કરાવી, મઢાવી આપી હોત.

આ પછી થોડે દિવસે એણે એક પુત્રને જન્મ આપ્યો. એની ઇચ્છા ફળી. એના નાનકડા મુખમાં સુચરિતાએ પોતાના કલ્પેલા ભાવ નિહાળ્યા. એની ઝીણી ઝીણી આંખો સુચરિતાને શુકતારિકા સમી લાગી. એણે એનો સંતોષ માણ્યો ન માણ્યો ને એ લક્ષ્મીનંદનની લક્ષ્મી ચાલી ગઈ.

લક્ષ્મીનંદન દિવસો સુધી એના વિયોગે રડ્યો. સમય વીતતા એને સંસારમાં અસારતા લાગવા માંડી. જાણે વૈરાગ્ય ઉપજતો હોય તેમ ધર્મના—તત્ત્વજ્ઞાનના વિચાર તરફ વળતો દેખાયો. પછી એને એકાન્ત, એકલવાયાપણું લાગવા માંડ્યું. ઘર ખાવા ધાતું હોય એમ ભાસ્યું અને અન્તે એક દિવસ છૂટકે ન છૂટકે સગાંસબંધીના આગ્રહને વશ થઈ એનાં હૈયાં છોકરાં સાચવવા એણે બધા કરે છે તેમ બીજી વાર લગ્ન કર્યું.

બીજીવારની પત્ની અનેકનું ધ્યાન ખેંચતી હોય છે! બિચારી બીજવરની બૈરી કેટલી દયાને પાત્ર હોય છે! પણ બીજી વારની પત્ની ઘણીખરી, કેટલીક રીતે તો ભાગ્યશાળી છે. એનું કામ કરવા, પ્રસવવેદના સહ્યા વિના પુત્રપુત્રીઓ હાજર હોય છે. એનો પતિ એને રીઝવવા હંમેશ ખડે પગે તૈયાર હોય છે. રખેને એને ઉણપ લાગે! લક્ષ્મીનંદને નવી પત્ની આવી તે જ દિવસે ઘરની તમામ ચીજો તેને બતાવવા અને સોંપવા માંડી. સુચરિતાના કિંમતી વસ્ત્રાભૂષણો સાથે સુચરિતાએ સજાવેલી સમૃદ્ધિ સોંપતાં એને સુચરિતાનું સ્મરણ સહજ થયું. એ સ્મરણે એણે કૂંણી લાગણી અનુભવતા એના નાના બાળને પાસે જ રાખ્યો હતો. સુચરિતાની અનેક વસ્તુઓ નવી પત્નીને બતાવતા એ બાળકને રમાડતો, કવચિત્ ગત પત્નીનાં સ્નેહસ્મરણે નવી પત્નીના ભાવ ભૂલી, તેના વખાણ કરવા માંડી પડતો ને એની આંખ જરા ભીંજાતી ન ભીંજાતી ત્યાં તો નવી પત્ની, એના ઉઘડતા યૌવનનું નવું આકર્ષણ ધરતી.

એવામાં અનેક આકર્ષક વસ્તુની વચ્ચે આગળ ન તરી આવે એવી રીતે, એણે રેશમી રૂમાલે વીંટેલું કંઈક જોયું. એણે અધિરાઈથી એ છોડ્યું ને તેની અંદરથી પેલા ગાયકનો ફોટો સરી બાળકના પગ પાસે પડી ગયો. બાળકે બાલિશ કુતૂહલતાને વશ થઈ એ લીધો, જોયો ને હસવા મંડ્યો. લક્ષ્મીનંદન નીચો વળ્યો, હસતા બાળકને હાથમાં લીધો ને પેલો ફોટો જોવા ગયો. એણે આશા રાખી હતી કે એ સુચરિતાની કયારેક પડાવેલી છેલ્લી છબી હશે. પણ એને સ્થાને એણે પેલો ગાયક દેખાયો ને એ સુચરિતાનો પ્રેમ, સ્વમાન ને ચારિત્ર્ય ભૂલી ગયો. એણે એના સ્મિત કરતાં બાળકને જોયો ને એણે માન્યું કે બાળકની મુખરેખા ગાયકને મળતી આવે છે. સ્વમાં જોતી

હોય એવી એની આંખો ગાયક સમી છે. ને એના વાળના ઝુલ્ફા...વીજનો ઝટકો લાગ્યો હોય એવો એણે કંપ અનુભવ્યો. છબીને જોરથી પટકી, કુમળા બાળકને પછાડયો ને લાત લગાવી દીધી. બાળકના વાયુ સાથ રમતા સુંદર વાળ ખેંચી એ બોલ્યો, "બોલ! સાચું બોલજે, તું કોનો બાળક..." રડતો બાળક ગભરાઈને વધુ જોરથી રડવા લાગ્યો. પણ એણે તો નિર્દય રીતે વાળ વધુ જોરથી ખેંચ્યા, ત્રાડીને ફરી પૂછ્યું, "દુર થા, હરામજાદા!...બોલ તું કોનો બાળ.........?"

## · પાત્રો ·

| | |
|---|---|
| કોકિલ | મંજરી |
| વત્સલા | સુવાસ |
| | તપતી |

[ સાધારણ સારી સ્થિતિવાળાનો હોય એવી રીતે સજેલો કોકિલનો ઓરડો. ભીંત સાથે કપડાંનાં અને પુસ્તકોનાં કબાટ. એક બાજુ લખવાનાં સાધનો સાથે ટેબલ; પાસે ખુરશીઓ, વચમાં ગોળ ટેબલ, ઉપર ફૂલ સાથે ફૂલદાની. આગળપાછળી ડેકચેર, આરામચેર, ખુરશીઓ ગોઠવેલાં છે. ઓરડાની બે બાજુ બે બારણાં. બારણાં અને બારીઓ પર પડદા ટાંગેલાં છે. જોનારને કોઇ શોખીન ગૃહસ્થનો ઓરડો હોય એવું ભાન સહજ થાય. આખું ય વાતાવરણ સુઘડ, સંસ્કારી લાગે છે.

સવારના આઠેક વાગ્યાના સુમારે કોકિલ એક ડેકચેર પર પડ્યો પડ્યો આળસ મરડતો સિગાર ચેતાવે છે, એના ખોળામાં એક અધખૂલ્લું પુસ્તક દેખાય છે. સિગારની આછી વાસ ઓરડામાં પથરાય છે. ]

( પડદા પાછળથી )

" ભાઇ ! મંજરીબેન આવ્યાં છે. "

[ મંજરી પ્રવેશ કરે છે ]

કોકિલ—ઓહો, મંજરી તું કંઈ અત્યારમાં? આજ આમ ઘણે વર્ષે!

મંજરી—કેમ કેટલાં વર્ષ થયાં? હજી પેલી પૂનેમે તો હું આવી હતી.

કોકિલ—ગઈ પૂર્ણિમા, તું ભૂલે છે. એને પણ આજ બે માસ થઈ ગયા.

મંજરી—હં! બે જ માસ ને. તમે તો વર્ષો કહેતા હતા ને.

કોકિલ—પણ જે રોજ મળતા હોય અગર તો બે ચાર દિવસે ને તેના બદલામાં દિવસમાં બબ્બે વાર–તેને તો બે માસ બે વર્ષ જેવા લાગે ને? અને આજ તો બે માસ ઉપર એક પખવાડિયું પણ વીતી ગયું.

મંજરી—(ટાઢાશથી) તે હશે. તેથી શું થયું?

કોકિલ—કેમ, એવી તે શું એટલી કામમાં પડી હતી કે આજ સુધી જરા આ બાજુ ફરવાની પણ ફુરસદ ના મળી.

મંજરી—તે કંઈ કામ, તમને એકલા પુરુષોને જ હોય છે.

કોકિલ—એમ કે! આટલા દિવસ શું કરતી હતી? ના, ના, પણ આજ આવી તે સારૂં જ થયું. ચાલ, સાલ મુબારક. હં, તને એ કહેવું જ ભૂલી ગયો. Very sorry–માફ કરજે.

મંજરી—સાલ મુબારક, હું ઇચ્છું છું કે આ પવિત્ર પર્વે આપણે વધુ પવિત્ર થઈએ.

કોકિલ—**Many thanks.** તમારી અભિનંદન પદ્ધતિમાં પણ નવીનતા છે. પ્રકૃતિ માટે મહા કવિ માઘે લખ્યું છે તે તમ જેવાને લક્ષીને લખ્યું હશે. અરે, બિચારો! તમે તે ટાણે હોત તો હજી ય આથી સુંદર કવિતા લખી શકત.

વત્સલા—(ઠંડકથી) તે તમે જ લખો ને.

મંજરી—(સરોષ) ભાભી શું કહ્યું.

કોકિલ—તને કંઈ બોલતા આવડે છે કે નહીં? ગમે ત્યારે ગમે તેમ ભરડે છે; ને મંજરી, એમાં ચીડાઈ શા સારૂં? તું જાણતી નથી, એ ગમારને કશું ભાન નથી તે.

મંજરી—કોકિલભાઈ, ભાભીને તમે એમ કહો એ ઠીક નહીં. જાવ હું તો આવી એવી જ જાઉં છું. તમે લોકો આમ લડો એ માટે હું આવી નહોતી.

કોકિલ—ના, ના બેસ તો ખરી. એમાં તે શું તારી ભાભીને કહી નાંખ્યું કે આમ રીસાઈને આવી એવી જ ચાલી. વત્સા. એમ બેસી શું રહી છે? આજ સપરમે દિવસે કોઈ આવે તેનું સ્વાગત કરવાને બદલે આમ માઠું લાગે એવું તે કહેવાય?

મંજરી—ના. મને કશું જોઇતું નથી. હું તો તમને સાલ મુબારક કહેવા આવી હતી. ભાભી તમને પણ હં.

(વત્સલા મંજરી સામું જોઈ રહે છે).

કોકિલ—જરા જવાબ તો આપ, કંઇ નહીં આવડે તો સામું સાલ મુબારક કહે.

મંજરી—તમને તો મારે પહેલાં જ કહેવું હતું અને ઇચ્છવું'તુ કે (કોકિલ તરફ જોઇને) તમારો સંસાર ઉમા-મહેશનો થાવ!

વત્સલા—(નિઃશ્વાસ સાથે) સારૂં, બહેન, સારૂં.

કોકિલ—હં, તેથી જ આજે મોડી આવી, સૌ કોઈ જાણે છે કે બેસતું વર્ષ તો કાલનું વીતી ગયું.

મંજરી—મોડી મોડી યે આવી છું ને. તમારા તો તેય ઠેકાણાં નથી. અને આજે હું તમને તેડવા આવી છું. મારા મનને કે એક પંથ ને દો કાજ.

કોકિલ—Thanks. વત્સા, કેમ તેં તો પાછું સાંભળ્યું જ નહીં. મંજરી માટે ચા મંગાવે છે ને?

(વત્સલા ઊઠે છે, પણ ધીરે ધીરે. મંજરીની વાતો સાંભળાતાં જવું હોય એવી એની ગતિ છે.)

કોકિલ—(ઉત્સાહથી) શું આ નવા વર્ષનો કંઈ પ્રોગ્રામ રાખ્યો છે. મને આ આખો દિવસ ખાલી જાય એથી દિલગીરી થતી હતી. પણ તારા વિના કોણ કરે! અને એ વ્યવસ્થા થાય,–બેચાર છોકરીઓ તો તૈયાર થઈ આવી પણ ગઈ પરંતુ ચંદ્રી વિનાની તારલીઓ શા ખપની?

મંજરી—(કટાક્ષથી) ઓહો, તમે એ બધાંને ના પણ કહી દીધી. ભાભી, જાવ છો ક્યાં? આ બધાંને બોલાવી લાવશો? નહીં તો વળી ભાઈનું વર્ષ આનંદમાં નહીં જાય!

વત્સલા—(સહેજ ડઘાઈને) કેમ, શું થયું?

મંજરી—મારી પાસે તો એવો કશોય પ્રોગ્રામ નથી.

કોકિલ—ત્યારે? કેમ વત્સલા હજી ગઈ નથી.

વત્સલા—આ ચાલી ને.

(બારણા તરફ જાય છે.)

મંજરી—ના, ના, ભાભી બેસો; મને ચાપાણી કશું જોઈતું નથી.

કોકિલ—ના, એમ તે કંઈ હોય; ન થાય તો જા રામાને કહે.

વત્સલા—(બારણામાંથી, ધીરે ધીરે જતાં) બેસજો. હું હમણાં ચા લાવી.

મંજરી—ભાભી, વત્સલા ભાભી! આમ આવો તો. (વત્સલા પાછી ફરે છે) જુઓ, મારે જરા જલદી જવું છે. હું તો તમને બન્નેને જમવાનું કહેવા આવી છું. ભાઇને અને ભાભીને (ભાર દઇને બોલે છે.) કેમ આવશો ને?

કોકિલ—વત્સલા, હજી ગઈ નથી?

વત્સલા—(વહાલથી) બેસજો હં. મંજરીબેન. મારા સમ. હમણાં ચા લઇને આવી.

મંજરી—(ઊઠે છે.) ના, ના. એવી કશી તસ્દી લેશો નહીં. હું તો એ માટે જ આવી હતી. મારે જરા ઉતાવળ છે.

વત્સલા—ના, ના, મારા સમ ન બેસો તો.

[જાય છે.]

કોકિલ—આ રીતે કોઈ આવે તેને પહેલેથી આગ્રહ કરતી હો તો કેવું સારું લાગે. (મંજરીને) કેમ એવી તે તને શી ઉતાવળ આવી? અને આ બધાં ધતીંગ શા માંડ્યા છે. આ રક્ષાબંધન. ને આ ભાઇબીજ ને......

મંજરી—કેમ?

કોકિલ—પણ હું તારે ત્યાં નથી આવવાનો.

મંજરી—એટલી વારમાં શું થયું? હજી હમણાં તો મારા આમંત્રણ માટે આતુર હતા. અને જુઓ ઉર્સુલા અને તપતી અને સુવાસ ને બધાં જ આવવાનાં છે.

કોકિલ—પણ તને યાદ છે?...હું આવીશ. કોઈક દિવસ, પણ ભાઇબીજને દિવસે તો નહીં જ. હું જેને ચહાતો હતો—ચહાઉં છું એને ત્યાં ભાઈબીજને દિવસે કેમ જાવું?

મંજરી— ત્યારે તમે રક્ષા કાં બંધાવી ?

કોકિલ—એ તો હું ધારતો હતો કે મારા પ્રેમની રક્ષા માટે બાંધી અને પેલો સુરેશ માનતો ન હશે એટલે તું આવી.

મંજરી—અને તમે બંધાવી. પણ મેં તો તમને તે જ દિવસે કહ્યું હતું ને.

કોકિલ—હા, એ તો તમ માનિનીઓને ટેવ પડી. પણ આમ ને આમ તું કેવી રીતે જીવન માણી શકશે ? અને હું આ વત્સલાથી તો કંટાળી ગયો. નથી એનામાં વહાલ કે નથી એને કશી આવડત.

મંજરી—એટલે એ બધી મારામાં ક્યાંથી જોઈ ? અને તમે પરણ્યા ત્યારે ભાન ન હતું ?

કોકિલ—પણ હું ક્યાં પરણ્યો છું ? એ તો માબાપે પરણાવી દીધો હતો. અને તે મેં ક્યાં કબૂલ્યું છે ?

મંજરી—એટલે ?

કોકિલ—જેમ "આત્મા ઓળખે તે વર" તેમ "પ્રાણ પરખે તે પત્ની" અને તેં તો વચન પણ દીધું'તું. આમ વચન આપી ફરી જવાતાં હશે ?

મંજરી—(ચમકીને) પણ એ વચન એક જુદા માણસને આપવું નહોતું. તમે તો કહેતા હતા કે કુંવારા છો.

કોકીલ—હા, તે તો હું હજીય માનું છું.

મંજરી—આ તમારી સા'મું વત્સલાભાભી, આ તમારા વિધુ, વિદ્યુત્ જગતને તમારા સંબંધની જાણ કરી રહ્યા છે. અને તમે ના કહો છો ? શરમાતા નથી ?

કોકિલ—( અધિરાઈથી ) પણ......

મંજરી—પણ શું? જુઠ્ઠુ બોલી એક બિચારી ભોળી છોકરીને ફસાવા જતા હતા તે ભૂલી ગયા?

કોકિલ—(નફટાઈથી) એમાં ફસામણી શાની? તને ખબર નથી? સ્ત્રી પુરુષ વચ્ચે સહજ પ્રેમ થાય...સરખે સરખા હોય, સમાન રુચિના હોય, તો સ્વાભાવિક આકર્ષણ...

મંજરી—કોકિલ, સારૂં છે કે આ તમે મારી સાથે આમ બોલો છો. જો બીજું કોઈ હોત તો તેનું માથું જ ભાંગત. સમાન શીલ હોય, વય હોય, તેથી લગ્નની માંગણી હોય? અને તે યે કેટકેટલી, કેવી કેવી?

કોકિલ—(જરા જ ખવાણો પડે છે, પણ સંભાળી લઈ) એટલે? તું શું કહે છે? મંજરી! પુરુષનું અપમાન કરતાં વિચાર કરજે. યાદ રાખજે, તારા પત્રો હજી ય મારી પાસે છે......તને રસિક સહચાર જોઇતો હતો, તારૂં કૌમાર ખીલતું હતું,......તું તો 'સહચાર લગ્ન'—Companionate marriage પર ભાષણો આપતી હતી.

મંજરી—હા! મારૂં અપખીલ્યું, અણઅનુભવ્યું કૌમાર!......પણ એથી તમને જ કેમ એ લાગણી સાથે સાથે થઈ આવી! તમને સફેદ એટલી બધી જ સાકર દેખાય છે એમ ને! તમે ભૂલી ગયા આર્ય સ્ત્રીનું હૃદય!

કોકીલ—(ખડખડ હસે છે) સ્ત્રીનું હૃદય...!

મંજરી—હા, સ્ત્રીનું હૃદય, અને તે યે ગુજરાતણનું! એ કૂણું છે તેટલું જ શીળું છે. ભલે એનામાં ભણતર ન હશે તો યે પતિ સિવાય અન્ય તરફ એની આંખ સરખી નહીં ખેંચાય. એમાં એનો સંસાર ને એનું સ્વર્ગ. કો ભણેલી, મારા જેવી, સ્વતંત્રતા સેવતી, સમાન શીલનાં, ખોટાખરાં,

અધકચરાં સ્વમાં સેવતી જરા ભૂલે; તો યે એ આર્ય સ્ત્રી જ, એ ભૂલતા ના, હોં.

કોકિલ—હં, એવાં પ્રવચન આપવાં રહેવાં દે હવે. સાકર જોઈ કોને પાણી નથી છૂટતું? યાદ છે ને (ટોળ કરતો) વર્ગમાં બેઠી બેઠી પીપરમીટ ખાય છે તે. (હસીને) એકસ્ટ્રા સ્ટ્રોંગ!

મંજરી—તમને ખબર છે કે શર્કરાનો શરીરને-સ્વાસ્થ્યને આવડે તો ઉપયોગ છે તે?

કોકિલ—અને એથી જ એ તરફ મીટ માંડી રહેવાય છે!

મંજરી—બસ કરો! તમારૂં માનસ આટલું અધમ છે એ આજે જ જાણ્યું. તમારી જગ્યાએ બીજું કોઈ હોત તો જીભ જ કાપી લેત.

સુવાસ—(પ્રવેશીને) અરે રે, કોકિલભાઈની જીભ કોણ કાપતું હતું? (મંજરી સામું સૂચક રીતે જુએ છે.) મંજરી! શું કોકિલભાઈ જુઠ્ઠું બોલ્યા કે અસલના વખતની જેમ જીભ કાપવા માંડી......ઓહો, એમ હોય તો શું થયું? વકીલોનો તો એ ધંધો...

કોકિલ—જો આ વળી બીજી ચીબાવલી આવી. વકીલોને જુઠ્ઠા ઠેરવનારી!

સુવાસ—હં, તપતી નથી આવી? ને પેલા પ્રોગ્રામનું શું કર્યું, મંજરી!

કોકિલ—પણ એ માને છે ક્યાં? તને ખબર છે કે એ તો મોટી સતી થઈ ગઈ છે તે?

સુવાસ—એટલે?

(એક બાજુથી વત્સલા, બીજી બાજુથી તપતી આવે છે.)

તપતી—ભાભી અમે પણ આવ્યાં છીએ હોં! મંજરી બેન સાથે અમને પણ ચા પાશો ને?

(વત્સલા મોં મચકોડે છે.)

ના, ના એમ રીસાસો નહીં, હું તો તમને પાર્ટીમાં નહોતરવા આવી છું.

કોકિલ—ઓહોહો! Thanks: આભાર!

તપતી—તે મંજરી, એટલી ઉતાવળ શી આવી કે વહેલી દોડી આવી? અમે કાંઈ તારા કોકિલભાઈને લઈ જવાના હતા? અને લઈ જઈને યે ક્યાં જવાના હતા......તારે જ ત્યાં ને.

સુવાસ—પણ કોકિલભાઈ આવવાના જ નથી તે!

તપતી—કેમ, હમણાં તો ખુશ થઈ ગયા હતા ને અને અમે કંઈ એમ એકલી પાર્ટી નથી રાખી. પ્રોગ્રામ જરા લાંબો છે...(હસતી હસતી) કેમ, મંજરી?

(બધાં એકએકની સામું જુએ છે.)

સુવાસ—પણ શું છે તે કહે તો ખરી?

તપતી—કહું? આ મંજરીએ કહ્યું નથી?

કોકિલ—(સોત્સાહ) અરે, એ તો હવે ગાંધીજીનો આશ્રમ કાઢવાની છે. ત્યાં શું હોય? આપણાથી એ ડોશીમાનો રેંટીઓ નહીં કંતાય.

(બધાં હસે છે.)

વત્સલા—એમ હશે તો...કોઈ નહીં આવે તો પણ હું આવીશ.

મંજરી—ગભરાતાં નહીં, એવું કંઈ નથી. પણ તમે તૈયાર થયાં જાણી મને બહુ આનંદ થયો.

કોકિલ—અરે, આમ કોઈ ઉપનિષત્કારની જેમ આ સત્ય, આ અસત્ય; આ તેજ, આ અંધકાર કરી અગમ્યની ગહનતામાં શે છુપાવ છો? એ આત્મા અનાત્માના ઉંડાણમાં આપણું કામ નહીં.

તપતી—જુઓ, ત્યારે એક તો અમે રાખી છે પાર્ટી.

કોકિલ—જાણે ડોશીએ વાર્તા માંડી.

સુવાસ—પછી ?

તપતી—પછી અમે કરવાના છીએ એક નાટક.

કોકિલ—હં, પણ મને તો કંઈ જ ખબર નથી. એ નાટક કોણે લખ્યું છે ? તમારામાંથી જ કોઈએ લખ્યું લાગે છે એટલે સુંદર તો હશે જ.

તપતી—ચાલો, અમે લખ્યો ને અમે ભજવવાનાં એટલે સુંદર તો હોવાનો જ; પછી એમાં રંગ તો તમારે પૂરવાનાં છે.

કોકિલ—પણ તમને બધાંને એક સાથે, એક જ રીતે કેમ સંતોષી શકાશ. મેં તો આવી આશા યે રાખી નહોતી.

સુવાસ—કેમ કાલે તો તમે કહેતા હતા કે કશો પ્રોગ્રામ નથી આમતો તે લ્યો ને આ પ્રોગ્રામ. હવે તમારા પર જ આધાર રહ્યો છે.

કોકિલ—એટલે ?...પણ તમારે બધાંને ત્યાં હું કેવી રીતે આવી શકીશ ?

વત્સલા—(દાંભતી) આજ સુધી જતા હતા એ રીતે.

તપતી—એમાં શું ? અમે બધી ય એક સાથે, આજે ભાઈ જેવા ભાઈ બનાવી તમને જમાડીએ.

કોકિલ—અરે રે, આ શો જુલમ !...પણ તમારા બધાંનો એક સાથે ભાઇ કેવી રીતે થઇ શકું ?

તપતી—ઓહો, એ તો સાવ સહેલું.

વત્સલા—આજ સુધી કહાન બનતા હતા એ રીતે.

(કોકિલના મોઢા પર ખીજવટ દેખાય છે.)

મંજરી—ઓહો, ભાભી ! કોકિલભાઇ શું કહાન બનતા હતા ?

તપતી } વાહ, મારા કૃષ્ણ કનૈયા !
સુવાસ }

કોકિલ—શ્રીકૃષ્ણ અને ગોપીઓ! કેટલી સૌન્દર્યપૂજા, કેવી રસસિદ્ધિ! આજે તો આપણી સૌન્દર્યભાવના ભૂંસાતી જાય છે. આજે એ રાધા ક્યાં છે? કોઈ જોઈ છે?

મંજરી—હં, બતાઉં.

સુવાસ—(હસતી, હસતી) મેં જોયાં છે.

તપતી—(ટીખળ કરતી, વત્સલાને આગળ ધકેલતી) આ રહ્યાં.

કોકિલ—આ શું ટીખળ માંડયું છે? રાધા અને કૃષ્ણની—એ પરમ ભાવનાની મશ્કરી શી? છોકરીઓ આજકાલ તોફાની થતી જાય છે. નહીં, વત્સલા?

મંજરી—તમને મશ્કરી લાગી? તો અમે આ ચાલ્યાં. એ તો જેવી જેની ભાવના તેવી તેની સિદ્ધિ.

કોકિલ—હા, તમને ખબર છે ને એ રસયોગીની સાધના સાધનારનાં જીવનમાં તો રસ રેલાઈ રહે.

વત્સલા—પણ એ ગીતાગાયકનો પ્રેમયોગ જીવનમાં કોતારાય ત્યારે ને.

તપતી—કાં કહેતા હતા તે, હવે કેમ હા ભણતા નથી?

સુવાસ—અમે તો રોજ કહીએ છીએ અને આજે અત્યારે ફરીથી કહું? श्रीकृष्णः शरणं मम...इन्द्रियप्राणांतःकरणतद्धर्मांश्च-दारागारपुत्राप्तवित्तेह पराण्यात्मसह समर्पयामि। ઇન્દ્રિયો, પ્રાણ, અંતઃકરણ, અને તેની વૃત્તિઓ, ઘર, કુટુંબ, મિલકત અને મારી જાત—એ બધું શ્રીકૃષ્ણને સમર્પણ કરું છું.

કોકિલ—પણ એ જીવનમાં કોતારી શકાય?...કેવી રીતે?

વત્સલા } —આ બધું કરો છો તેમજ તો.
મંજરી } —ગઈ કૃષ્ણજયંતીએ તો એ પર તમે વ્યાખ્યાન આપ્યું હતું.

કોકિલ—તે ?

મંજરી—તે હવે જીવનમાં ઊતારો.

સુવાસ—( સ્મિત કરતી ) તો...તો અમે તમારી પાસ બ્રહ્મસંબંધ લઈએ, નહીં મંજરી ? હં, પણ તે પછી જ...ઇન્દ્રિય પ્રાણાંતઃકરણ...

વત્સલા—( જોઈ રહે છે, પછીથી ) મને તમારા સંઘમાં ભેળવશો ને.

મંજરી—જરૂર, જરૂર. આજે તો તમારે આવવાનું જ છે. આજે તો ભાઈબીજ, આવશો ને ?

કોકિલ—ચાર વાગે નહીં ?

મંજરી—બરાબર. ચાલો, ત્યારે સાહેબજી.

[ જવા માંડે છે. ]

સુવાસ, તપતી—અમે પણ જઈશું, તમે બંને આવજો જ.

મંજરી—(જતાં જતાં, બારણામાંથી) જો જો અત્યારની પ્રતિજ્ઞા......

વત્સલા—(વળાવા જતાં) મારે આ વર્ષ સફળ થયું.

[ જાય છે. ]

કોકિલ—આ શું થયું...ચાલો...પણ આવી શિષ્યાઓ...(?)...હોય તો કૃષ્ણ થવું ખોટું નથી...પણ એ થતાં, થતાં હું કેવો થઈ જઈશ ?......

( ઊંડા વિચારમાં ગરકાવ થાય છે; આસમાં મીટ માંડે છે પડદો પડતાં હાથમાંનું પુસ્તક ફેંકી દેવાનો અવાજ સંભળાય છે. )

પ્રિય ભાઈ......

તમારા આગ્રહથી તો હું હારી. શું આ રીતે યોજનાઓ ઘડાતી હશે અને વ્યવહાર રૂપ લેતી હશે? તમારી યોજનામાં મુખ્ય કાર્યકર્તા તરીકે હું કામ ન કરી શકું તો તમે કન્યાશ્રમની યોજના પડતી મૂકો એ કેવો દુરાગ્રહ!

મને લાગે છે કે હું એ માટે યોગ્ય નથી. એથી તમે કોઈ અન્યને નિયુક્ત કરી આશ્રમનું કાર્ય આરંભો અને મને આ આગ્રહ કરવો છોડી દો. આ માટે તો હવે મારી જીવનકથા કહ્યે જ છૂટકો.

× × × ×

હજી તો મને દૂધિયા દાંત હતા, હજી મેં મારી માની સોડ નહોતી ત્યજી, હજી મને મારી સખીઓ "ન્હાની" કહેતી, મારી શિક્ષિકા મને બાળક ગણતી, ત્યાં એક દિવસ મારા ઘર પાસે માંડવડો નંખાણો ને મારાં લગ્ન થયાં.

લગ્ન થયાંને કંઈ બહુ દિવસો વીત્યા નહોતા. હજી અમારા મીંઢળ ગઈ કાલે જ છોડાણાં, હજી પીઠીની સુવાસ આવતી હતી, હજી મારા નેનાનાં કાજળ સૂકાણાં નહોતાં, ત્યાં તો તેને કોઈક જીવલેણ વ્યાધિ લાગુ પડયો.

એ વ્યાધિ લાગુ પડયાને માસેક વીત્યો ન હશે ત્યાં મને ફૂંજવી નાખતાં તેડાં આવ્યાં. અત્યાર સુધી મારી સખીઓ હું કંઈ નહીં સ્હમજતી એટલે મશ્કરી કરતી તે આજ રડતી રડતી વળાવા આવી. મને ત્યારે ખબર નહોતી કે એ બધાં શા માટે રડે છે? માત્ર એટલું સ્મરણ છે કે મારૂં હૃદય રડવા લાગ્યું, કંઈક અનિષ્ટની કલ્પના કરવા લાગ્યું.

× × × ×

હું ત્યાં પહોંચી, ત્યારે શરમ જાણે મને ખાઈ જતી હતી, પણ તે બિચારો અચેત જેવો પડ્યો હતો: બીજે દિવસે એણે આંખ ઉઘાડી, એનામાં કંઈક ભાન આવ્યું, “રમા!” કહી મને બોલાવી, ત્યાં તો એની આંખમાંથી આંસુ સરી પડયાં...

......પછી એનાથી વધારે બોલાયું નહીં. મારી શરમ પણ એ આંસુથી ધોવાઈ ગઈ અને ત્રણ ત્રણ રાત્રિના અખંડ ઉજાગરા ને ઉપવાસ, કરી એની આવડી એવી ચાકરી કરી.

આ યાદ આવે છે ત્યારે મારૂં હૈયું હાથ રહેતું નથી... ખરે, તે વખતે મને ભાન નહોતું, છતાંય કંઇક દૈવી પ્રેરણાથી જ જાણે હું બધું કરી શકી......

......એમને સ્વર્ગે સીધાવ્યાને દશ દિવસ થવા આવ્યા. હજી મારા હાથમાંથી કાચની બંગડી આજ સુધી તો બધી ઊતારી ન હતી......પણ આજ દશા હતી. મારી બંગડીઓ... મારા વાળ......ઊતારવા લખતાં હજી ય મારા હાથ કંપે છે; —એ વિષે મારી મા અને કાકીજી ધડભાંગ કરતાં હતાં: અન્તે મારી માને નમતું આપવું પડયું......મારા હાથ ‘બાવળીઆ’ જેવા થયા ને મારૂં માથું......શું લખું?

પણ આટલેથી નહોતું અટક્યું. સ્હાંજ પડી, બેસવા ટાણે અને ત્યાર પછી મારે શું પહેરવું? કાકીજીનો તો દૃઢ આગ્રહ હતો કે મારે વર્ષ સુધી તો ‘કાળું’ જ પહેરવું અને મારે ‘સોગિયું’ પહેરવું પડ્યું...

હાય ! એ કાળાં ભૂગડાંએ કાળાં કર્મ તો નહીં કરાવ્યાં હોય ?.........

આખરે એક અઠવાડિયું વીત્યું. મારી મા, "આપણા કુળની આબરૂ સાચવજે" કહી આંસુ લ્હોતી ચાલી ગઇ, એ હું તે વખતે સ્હમજી નહીં શકી હોઉં.

એ સમયે અમે સંતકુંજમાં રહેતાં હતાં. સંતકુંજનો કેવો સુંદર એ બંગલો ! સ્હામે રસસાગર હીળોળા લેતો દેખાતો ને નીચે બગીચામાં ભાતભાતનાં ફૂલડાં લચી રહેતાં...... પણ મારાથી એ અનન્તનું ભાન કરાવતા સમુદ્રનું દર્શને ય થાય... કદાચિત્ મારા વૈધવ્યવ્રતમાં ઉણપ આવે તો ! ફૂલવાડીના એક છોડને પણ ન અડાય...કદાચિત્ મારા શાપિત સ્પર્શથી એ બિચારાં કરમાઇ જાય ને કાકીજીને દેવપૂજાર્થે પુષ્પ ન મળે તો !...

મારાં કાકીજીને કોઇ છોકરૂં નહોતુ. આથી સગાંવ્હાલાંના ચારપાંચ ન્હાનામ્હોટા છોકરાઓ ભણવા રહેતા. સ્ત્રીવર્ગમાં તો કાકીજી સિવાય કોઇ હતું જ નહીં અને તે યે સાંજસહવાર અને ચાળીશ ઉપરના છતાં ય આખી રાત કાકાજીનીજ તહેનાતમાં રહેતાં; રહે જ તો, એમનો એ સ્ત્રીધર્મ—પણ સાથે રહેતી, નરતની વિધવા થયેલી બાળવિધવાને તો ઉપર છોકરા સૂતા, તેની જોડના ઓરડામાં પૂરતા.

હું આમ આખો દિવસ એકલી જેવી રહેતી. ઘરમાં નોકર–ચાકર એટલે ખાસ બહુ કામ તો હતું નહીં, સિવાય કે એ લોકોને સોંપવાનું, ભટ્ટ પાસે રસોઇ તૈયાર કરાવવાનું. આવાં કામને લીધે મારે ચાકરોનો સંસર્ગ વેઠવો પડતો, ને તે લોકો હું સાંભળું એ રીતે ગમે તેવાં વેણ કાઢતાં ત્યારે હું રડતી; પણ મારા આંસુ કોણ લૂછે ? એક બે વાર કાકીજીને કહ્યું તો તેણે પણ ધાટી કે રસોયો ચાલ્યો જાય એથી એક વાર તો માણસોને ધમકાવ્યા, પણ બીજી વખત આંખ આડા કાન કર્યા...

પણ આમ કેટલા દિવસ ચાલે ! હવે હું કંઇક સ્હમજતી

થઈ હતી. મને વિચાર આવ્યો કે માને કાગળ લખું, પણ સાધન ક્યાંથી લાવવાં ?

કેટલાક દિવસ મને એ ન સૂઝ્યું. અંતે પેલા છોકરાઓના—એકના ટેબલમાંથી એક દિવસ કાગળ, તો બીજે દિવસે પરબીડિયું અને ત્રીજે દિવસે ટિકિટ; આ રીતે જીવનમાં પહેલી વાર મેં ચોરી કરી—મને એ માટે દોષ દેશો—મારું શીલ રક્ષવા "મારા માબાપની આબરૂ સાચવવા..."

કાગળ લખ્યાને આઠદશ દિવસ વીતી ગયા, છતાં કશો જવાબ આવ્યો નહીં. કદાચ મારો કાગળ તેમને પહોંચ્યો નહીં હોય કે પછી મારા સાસરીઆની શેહમાં મારાં ગરીબડાં માબાપ દબાયાં હોય.

...અને ચાકરોનો ઉપદ્રવ તો વધતો જતો હતો. એક દિવસ તો સીમા આવી. બપોરનો વખત હતો. હું એકલી કંઈક વાંચતી બેઠી હતી, ત્યાં એ, મને ખબર ન પડે એમ આવ્યો. કચરો કાઢવાને બહાને સાવરણી મારે પગે લગાડી. હું ચમકી ને ગભરાઈ ગઈ. મેં ઈશ્વરનું સ્મરણ કર્યું ને સ્હામે બારણા પર મારી નજર પડી. પણ પગ ઉપાડું ત્યાં તો એ રાહુની જેમ બારણાં વચ્ચે જઈ ઊભો. મારા બ્હાવરાપણાનો લાભ લઈ એ બારણું બંધ કરવા જતો હતો. એવામાં કિરીટ આવી પહોંચ્યો. પેલો શરમીંદો પડી ચાલ્યો ગયો ને કિરીટ ઘડીભર ઊભો રહી, જતો હતો ત્યાં મેં એને બોલાવ્યો. એને બોલાવ્યો ને બધી વાત કહી—કહેવાઈ ગઈ. એ સમજુ અને સુશીલ લાગતો, એને મારી દયા આવી. ચાકરોના ઉપદ્રવથી બચાવવાનું વચન આપ્યું ને બચાવી. મારાં માબાપને મને તેડાવવા માટે સ્હમજાવવાનું માથે લીધું અને આ પછી અમારો સંસર્ગ વધવા માંડ્યો.

એની પરીક્ષા ગઈ અને એ ગામ ગયો, ત્યારે મારા માબાપને સ્હમજાવી આવ્યો, ને તેમના તરફથી એક પત્ર લઈ આવી હું કપડાં સૂકવતી હતી ત્યાં આવી મને આપ્યો. પછી આઠ દિવસ રહીને મારા માબાપ મને તેડી ગયા. અમે બન્ને

કિરીટ અને હું–છૂટા પડતી વખતે રડયાં. વિયેગનું દુઃખ હોઈ શકે એ પહેલવહેલું મેં તેજ દિવસે અનુભવ્યું.

× × ×

માસેક ગયો ને એ પાસ થયો. સ્વજનની સફળતાથી કેટલો આનંદ થાય છે એ તે દિવસે જાણ્યું.

રજા ખૂલતી હતી, જતી વખતે નવું જીવન શરૂ કરતો હોય એમ ઉત્સુક નયને એ મળવા આવ્યો. પ્રિયજનની ઉત્સુકતા આપણને કેટલાં ઉત્સુક બનાવે છે, આશાના રંગે રંગે છે, એ તે દિવસે ખબર પડી......

× × ×

પણ આ બધા ભાવમાં કંઈક અર્થ–અનર્થ છુપાયો હતો. મને એ ખબર નહોતી. પરંતુ આજે લાગે છે કે હૃદયના ઊંડા ઊંડાણમાં આ સાથે જે ન સહમજાય એવા ભાવ જાગેલા ત્યારથી તો મારા અધઃપતનનાં બીજ વવાતાં હતાં.

એ ટાણે મારામાં જ્ઞાનની પિપાસા જાગતી હતી, મારો રસાત્મા ખીલતો હતો. મને કંઈ કંઈ નવું વાંચન જોઈતું. કોઈ સંસ્કારી આત્માના સહચાર વિના ગોઠતું નહોતું... આ બધું કિરીટ એના પત્રો મારફત કરી શકતો. આમ અમારો નિર્દોષ પત્રવ્યવહાર શરૂ થયો.

એવામાં પેલા જીવલેણ દર્દે મારા તરફ વળી પાછી દષ્ટિ કરી. મારા પિતાજી થોડા દિવસમાં એ રોગના ભોગ થઈ પડ્યા. હા! પિશાચ! તેં બબ્બે જણના ભોગ લીધા, તો શા સારૂ મને રહેવા દીધી?...

મારાં કાકીજી કાણે આવ્યાં ને મને પાછી તેડી ગયાં. મને કિરીટનું આકર્ષણ હતું પણ મારી મા એકલી હતી, એ દુ:ખી હતી; મારી એને જરુર હતી, પણ અમારી ગરીબ સ્થિતિમાં મારે જવું જ યોગ્ય હતું. ગરીબોને વળી આશ્વાસન ! શોકમાં યે ગરીબોને સ્નેહીની નિકટતાની જરુર ખરી?

થોડા દિવસમાં હું મારા પિતાજીનો શોક ભૂલવા લાગી. ભૂલું નહિ? કિરીટનો ઉપદેશ અને હાજરી ભુલાવી દે એવાં જ હતાં.

મારે માટે કિરીટે આટઆટલું કર્યું એનો કંઈ બદલો મારાથી ન વાળી શકાય? એ વિચાર મને નિશદિન આવતો.

આથી–આ ભાવનાથી પ્રેરાઈને હું એનું ટેબલ રોજ સાફ કરતી. પુસ્તકો વ્યવસ્થિત રીતે ગોઠવતી અને હવે મારા "વૈધવ્યવ્રત"ના પાલનમાં મને કંઈક છૂટ મળતી હતી. હું હવે બીજાં વસ્ત્રો પહેરી શકતી, બહાર જઈ શકતી, દેવપૂજા માટે ફૂલ લાવતી અને કંઈક છૂટથી વર્તી શકતી; એટલે બગીચામાંથી ભાતભાતનાં ફૂલ વીણી લાવી એની ફૂલદાનીમાં મૂકતી, એના ટેબલ પર ગોઠવતી–ફૂલના સાથિયા પાડતી......

× × × ×

કિરીટ "કલાકાર"નો તંત્રી હતો. કૉલેજ તરફથી આ વખતે "કલાકાર"ના સૌથી સુંદર ચિત્ર માટે ઈનામ જાહેર થયું હતું. આ ઈનામી ચિત્રની કલ્પના રોજ રોજ એ અવનવી કરતો ને મને કહેતો.

ધીરે ધીરે એ ચિત્ર એની કલ્પનામાં ગોઠવાઈ ગયું. "કોઈ એક રસવતી સંધ્યાએ સૂર્ય ઉર્વીના આલિંગનમાં સમાઈ જતો હોય, બીજી બાજુથી નિશાસુંદરીને વધાવવા સુધાકર પગલાં માંડતો હોય ને આભમાં ઈન્દ્રધનુષનાં વર્ણ સી રંગોળીઓ પુરાઈ હોય, ત્યારે વનદેવી સમી કોઈ સુંદરી નિજ પુષ્પવાટિકામાં ઊંચી ધારે ઊડી રહેલા સાત સાત ફુવારા સામું પિયુની વાટ જોતી વિચારનિમગ્ન બેઠી હોય." આવું ચિત્ર એને તૈયાર કરવું હતું. બધીય સામગ્રી મળી આવે છે, છતાં ય 'કંઈક' ખૂટે છે એમ એ કહેતો ને નિરાશ થતો જણાતો ને વારે ઘડીએ મારી સાથે આ ચિત્રરચનાની ચર્ચા કરતો.

હું એ સમજી ગઈ. એને ચિત્રનું પ્રતીક જોઈતું હતું, મને લાગ્યું કે, ઉપકારનો બદલો વાળવાની મારે માટે આ સુંદર તક છે ને હું એ માટે તૈયાર થઈ.....

એવામાં ઈસ્ટરની રજા આવી. મારા સિવાય સૌ કોઈ માથેરાન ગયું. કિરીટ "કલાકાર"નું કામ હોવાથી એક જ દિવસમાં પાછો આવ્યો.

પાછો આવ્યો ને એણે એ ચિત્ર દોર્યું, દોર્યું ને મારા વખાણ–મારાં સૌંદર્યનાં વખાણ કર્યાં ને પુષ્પધન્વાના બધાં જ બાણો ત્યાં હતાં......અમે એ કળા સાધવા જતાં, પડયાં.

* * *

* * * *

* * *

—પછી તો હું પશ્ચાતાપની ભઠ્ઠીમાં પડી. મને કેવી રીતે એ પાવકનો સંસર્ગ થયો એ કથા જરા લાંબી છે એટલે એ નહીં લખું. કદાચ એ સત્સંગનો પણ પ્રતાપ હોય. એ દિવસોમાં. કંઈ કેટલા ય અપવાસો કર્યા હશે; કંઈ કેટલું ય દેહદમન; અને મારો એકાંતસાથી ત્યારે હોય ત્યારે અશ્રુ જ......પણ તમારા જેવા પવિત્ર આત્માને એવા પ્રાયશ્ચિત્તની વાત કયાં કરૂં?

\+ \+ \+

આજ એ વાતને દશ વર્ષ વીતી ગયા. આજ મારૂં સૌન્દર્ય ખીલ્યું હોત–કોઈ રસરાજના સહવાસથી–તો હું કેવી સૌન્દર્યવતી હોત? પણ તમને હું જરા વિરૂપ દેખાઉં છું. મારા કેશ તમને ' શીંછડી' જેવાં લાગે છે, આટલું પાપ કર્યા પછી યે તમે તમારા કન્યાશ્રમની, પવિત્રતા ને દેશસેવાની મૂર્તિસમા કન્યાઓ અને વિધવાઓ ઘડવા માટે મને અધિષ્ટાત્રી નીમો છો!

એ પદ માટે હું લાયક નથી, એ જણાવવા અર્થે જ તમને મારી આ કથની કહી. પણ અત્યારે તમે આ ન... માનો એવી સ્થિતિ થઈ છે એનું કારણ?

જીવનનાં કેટલાંક સ્ખલનો પ્રભુ પાડવે છે તે કદાચ દયા કરીને પતિત માનવને ઊંચે ચડાવવાને જ હશે. હવે મને એ મીઠી સ્મૃતિ–એમની સારવારની છેલ્લી પળની સ્મૃતિ થાય છે;

અને એને વધુ સુખદ કરવાને–આ વાસનાના ગર્તમાંથી નીકળી–સંજોગવશાત્ નીકળી–કે પૂર્વના પુણ્યે કાઢી–મારું જીવન યથાશક્તિ માનવસેવામાં ગાળવા વિચાર કરું છું, અત્યારે એ કિરીટ ઘણીવાર મળે છે. પણ આજથી પાંચ વર્ષ પહેલાં પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં તવાતી હતી, ત્યારે જે ભાવથી એના તરફ જોતી હતી એ ભાવ ભુલાઈ ગયો છે અને હવે અમે જનસેવાની *કંઈ કંઈ નવી યોજનાઓ ઘડીએ છીએ......

પણ—

—આ રીતે એક વાર જેનું પતન થયું–જાણ્યે અજાણ્યે ચારિત્ર્યહીન થયેલ વ્યક્તિ સમાજને ઊંચે ચડાવી શકે ખરી ?

આ જાણ્યા પછી તમે માનો છો કે હું કંઈ પણ જવાબદારીભર્યો ભાગ તમારી યોજનામાં લઈ શકું ?

પણ એક યાચના કરું ? એ કરવાનો મને અધિકાર છે કે નહીં એ તો પ્રભુ જાણે, પણ મારા જેવી અનાથ વિધવાઓ તો–ગમે તેવું પાપ કરી નાંખે–ગમે તેવી દૈવવશાત્ થઈ જાય–તો યે સહાનુભૂતિ ભીખવાની. મારા પ્રત્યેનો તમારો ને સૌ. સુધાબહેનનો સ્નેહ ઓછો તો નહીં થાય ને ?

લિ૦

રમાના વંદન.

---

* થોડા સમય પર શ્રી. ભાઈ.....કન્યાશ્રમની એક સુંદર યોજના ઘડી રહ્યા હતા. આશ્રમના મુખ્ય કાર્યકર્તા થવાના અવારનવાર થતા એ ભાઈના અત્યંત આગ્રહથી થાકી રમાબહેને આ જવાબ લખેલો. એક દિવસ એ વિષે વાત થતાં એ ભાઈએ ઉપલો કાગળ મને વાંચવા આપ્યો. એ કાગળ આમ રજા વિના છાપવા માટે એ બહેન ક્ષમા આપશે ?

મૂળ પત્રમાંની કેટલીક બાબતો મૂકી દેવાની તેમજ અહીંતહીં થોડો ફેરફાર કરવાની છૂટ લીધી છે.—સં.

આ બેકારીના જમાનામાં મારે શું કરવું? નથી જડતી નોકરી કે નથી સૂઝતો કંઈ વેપાર! વળી એ વિષે મારી કેટલીક સાચીખોટી માન્યતાઓ પણ છે. વિદેશી વસ્તુના વેપારથી દેશની પાયમાલી થઈ, માટે પરદેશ સાથે સંબંધ ધરાવતો વ્યવસાય તો કોઈ કાળે પણ કેમ થઈ શકે? વળી એ પ્રમાણિક હોવો જોઈએ એટલું જ નહીં પણ સાથે દેશસેવા પણ થઈ શકે. જો કે એ વાત તો ખરી કે કમાણી થવી જોઈએ. જગતમાં મૂલ્ય એ પરથી જ મુલવાય છે ને?

આ બધી વસ્તુ ધ્યાનમાં રાખી ખૂબ વિચાર કરતાં મને લાગ્યું કે આખી ય આલમમાં સારામાં સારો ધંધો હોય તો બીડીવાળાનો. એ સિવાય બીજો કોઈ વ્યવસાય છે તમારા ધ્યાનમાં? લોક કહે છે કે અપ્રમાણિકતા વિના વેપારમાં કમાણી ન થઈ શકે; જૂઠું બોલ્યા વિના ગ્રાહક ખેંચી ન શકાય. તે હશે, બીજા બધા ય ધંધામાં. પણ બીડીના ધંધામાં એવું કશું ય નથી. તમે નથી માનતા? નહીં શ્રદ્ધા બેસતી હોય તો થોડો વખત બીડી વેચવાની લિજ્જત માણી જુઓ,

એ સિવાય બીજો ઉપાય નથી. સુનેરી તંબાકુની, સુનેરી પાનમાં બીડી વાળી, સુનેરી દોરે બાંધી એને સુનેરી કહેવું એ શું ખોટું છે? ને સુનેરી રંગમાં સુનેરી સ્વાદ તો હોય જ ને? તો પછી Golden in colour & Golden in taste નું બોર્ડ યથાર્થ નથી?

અને એ સુવર્ણ જેવા વર્ણવાળી, તેવા જ મધુરા સ્વાદવાળી, સુનેરી ગુણવાળી કેમ ન હોય? જે એનો આવો ગુણ નથી જાણતાં તે જ બીજો અભિપ્રાય ધરાવે છે. બાકી મને તો એ સર્વગુણસંપન્ન ભાસે છે.

દરેક દેશની પ્રગતિનો આધાર એના સાહિત્ય પર છે, પણ એ સાહિત્યને મુખ્યત્વે કોણ પ્રેરે છે?

ગુજરાતના જ સાહિત્યનો ઇતિહાસ આપણે જરા તપાસીએ. અત્યારે આપણું સાહિત્ય એટલું વધ્યું છે કે કેટલાક સમય પર તો કોઈ કોઈ એને કેમ અટકાવવું એનો વિચાર કરવા મંડ્યા હતા. તેથી અત્યારે શું સાહિત્યમાં કે શું જીવનમાં ઉલ્લાસ અનુભવાઈ રહ્યો છે. અને સાહિત્યનું પુનર્વિધાન શરૂ થઈ ચૂક્યું છે: આ સર્વની પ્રેરણાનું મૂળ જરા ઊંડા ઉતરીને તપાસીશું તો તુરત બીડી જ મળશે.

દિવાળીના દિવસ નજદીક હોય, દરેક તંત્રી ખાસ અંક કાઢવા, કળા અને સાહિત્યનો રસથાળ ધરવા માટે સાહિત્યક કે કળાકારને ઓર્ડર કાઢે અને એને રાત્રે અંધારે દીવે કે પછી જરૂર પડયે ભર બપોરે ચાનો એક પ્યાલો અને બીડીનો એક દમ મળી ગયો કે બસ એની કલમમાંથી એક અપૂર્વ કૃતિ સરી જ પડવાની; અને એ જેમ જેમ વધારે ધુમાડો કાઢવાનો તેમ તેમ એની કૃતિમાં અપૂર્વતા વધુ ને વધુ આવવાની.

એ જ દિવસોમાં જ્યારે વેપારીઓને હિસાબ કરવાના હોય, રાતના ચોપડા તૈયાર કરી સવારમાં પૂરા કરવાના હોય અને આંખ કહ્યું ન કરતી હોય કે પછી 'બે ટાંટીઆ' સરખા ન થતા હોય તો ઘડી બે ઘડી એક બે દમ મારી, કલમ

કાનેથી ખેંચી કાઢી, મહેતાજી દોપારતાં લખવા માંડે ત્યાં તો પો ફાટતા પહેલાં કે નિદ્રાદેવીને આધીન થવા જતાં પહેલાં એનો ધારેલો હિસાબ તૈયાર થઈ જવાનો.

દેશનો મુખ્ય આધાર વેપારઉદ્યોગ પર: અને આ રીતે એ બીડીવાળો જ ખરી અણીને વખતે કેટલી મદદ કરે છે?

આપણા દેશ માટે તો ખરેખર એ જ ધંધો સૌથી શ્રેષ્ઠ છે. કારણ કે જેમ બીડી વધારે વપરાય તેમ આપણો ખેડૂત પાનરાં તમાકુનું વાવેતર વધારે કરે ને પડતર જમીન કામમાં આવે, બીજા ચાસની મહેનતમજૂરીમાંથી વખત બચાવી, આ રીતે ઐહિક અને પારલૌકિક ઉન્નતિ સાધી શકે. વળી બીડી તો સારીય દુનિયાની જરૂરી–આંતરરાષ્ટ્રીય મહત્તા ધરાવતી વસ્તુ. આથી હિંદુસ્થાન તમાકુનું વાવેતર વધારી બીડીનો વેપાર ખીલવે તો એને દેશપરદેશમાં જે અપમાન વેઠવું પડે છે તે સહેવાને સ્થાને આપણો દેશ માનભર્યું સ્થાન ભોગવે. કદાચ મને લાગે છે–તમે ભલે શંકા કરો પણ હું તો માનું છું, કે મહાસભા આ પ્રમાણેનો ઠરાવ કરી, એ અનુસાર રચનાત્મક કાર્ય આરંભે તો અવશ્ય લીગ ઓફ નેશન્સના અધિવેશનમાં પોતાનું ધાર્યું જ કરી શકે. કેમ ન કરી શકે? પછી તો પ્રેરણાનો ઇજારો આપણે જ રાખીએ ને?

રાજદ્વારીઓ પણ ગૂઢ પ્રશ્નોનો ઉકેલ ઘણીક વેળા બીડીની મદદથી જ કરે છે, એ તો સહુ કોઈ જાણે છે. યુદ્ધનાં મંડાણ કરવા કે સંગ્રામની તૈયારી અર્થે કે વિજેતા થવા અવનવાં શસ્ત્રો શોધવામાં મુખ્ય પ્રેરણા શાની છે? પેલા મહાત્મા ટોલ્સ્ટોયના મતે એ બલિહારી બીડીની જ. આ જુઓને એનું જ એક વાક્ય:

"છેલ્લાં બારેક વર્ષ થયાં યુરોપના સર્વ રાષ્ટ્રો માનવ—મારણનો સારામાં સારો માર્ગ શોધવામાં અને બની શકે તેટલાં વધુ જુવાનોને એ શીખવવામાં મશગૂલ થઇ રહ્યાં છે....

"આ તૈયારીઓ સંસ્કૃત ક્રિશ્ચિયન પ્રજાઓ એકમેકની સ્હામે કરી રહી છે—મિત્રરાજ્ય સાથે રહી કોનો નાશ કરવો એ માટે કેટલાય રાજકીય સંગઠનો કરવા યુક્તિ કરી રહ્યા છે."

લોકો કહે છે કે ટોલ્સ્ટોય તમાકુની વિરુદ્ધ હતા. એમની તમાકુની વિરુદ્ધની મુખ્ય દલીલ તે એ કે તમાકુથી માણસ પોતાની જાતને ભૂલી જાય છે. આ વાત ખરી છે? મને અનુભવ નથી, છતાં જો એનાથી બધું ભૂલી જવાતું હોય તો શું ખોટું?

"ભૂલી જાવું એ તો, જગત પરનાં વૈર તજવા,
ભૂલી જાવું એ તો તનમન તણા રોગ હરવા.
ભૂલી જાવું એ તો, પ્રભુચરણમાં વાસ કરવા,
ભૂલી જાવું એ તો, સકળ જગમાં શાંતિ ભરવા."

એના મતે ફ્રાન્સનો એફિલ ટાવર—દુનિયામાં ઊંચામાં ઊંચો લોખંડનો માત્ર એટલો એક જ મિનારો "આવા વ્યસનનું પરિણામ છે." એ લખે છે કે "એ માટે કંપની રચાય છે, મૂડી ભેગી થાય છે; હિસાબો ગણાય છે, ગણત્રીઓ કરાય છે, લાખો દિવસો સુધી સતત્ કામ ચાલે છે. હજારો ટન લોખંડ વપરાય છે અને અનેક મનુષ્યો કામે વળગે છે."

એમાં શું ખોટું થયું? એથી કેટલા બધાને કામ મળ્યું? કેટલું લોખંડ ખપ્યું—બેકારી અને ગરીબાઈ દૂર કરવા એટલો પ્રયત્ન થયો ને વળી એના પર કંઈ કેટલા ય લોકો ચઢ્યા ને આગળપાછળના સૃષ્ટિસૌંદર્યનું પાન કર્યું! મિનારા પરથી સૃષ્ટિસૌંદર્ય નિહાળવું તો અદ્દભુત છે ને? અને ફ્રાન્સના ગૌરવમાં એટલો વધારો થયો. કેવી ઉદ્દાત કલ્પના!

પણ આ લખું છું ત્યાં પેલી તોફાની યશોદા મને કહે છે કે "તમને ખબર છે? અમેરિકાના એક દાક્તરે એવી શોધ

કરી છે કે તંબાકુથી હૃદયની ગતિ વાંકી ચાલે છે. મને તો આ ગપ જ લાગે છે. વળી હૃદય તે કદી વાંકું ચાલતું હશે? એ તો ત્યાંના લોકો પાસે પૈસા બહુ એટલે નવરાશના સમયનો ઉપયોગ શી રીતે કરે? જો એ ખરૂં જ હોય તો ત્યાં જ કેમ સિગરેટ કંપનીઓ હસ્તી ધરાવે છે?

પણ એમ છતાં માનીએ કે એ વાત સાચી છે તો યે શું? આપણે તો આપણા દેશનો ઉદ્ધાર કરવા જ અત્યારે કટિબદ્ધ થયા છીએ ને? તો પછી દેશના અભ્યુદય આગળ શરીરના એક ભાગની ગતિ, અને તે યે મુઠ્ઠી જેટલા અવયવની શી વિશાતમાં? જો એટલામાં જ હાંફી જશો તો જાવ મારા ભાઈ! સ્વરાજ શી રીતે લેવાના હતા? અને યુરોપના સમરાંગણ પર...

પણ હું આમ જવાબ દઈ શકું તે પહેલાં એ વીજળીની ત્વરાથી ઉઠે છે, પુસ્તકના કબાટ પાસે જાય છે, એકએક ચોપડી કાઢે છે, પાનાં ફેરવતી પાછી ફરે છે અને કહે છે કે આ લેખક લખે છે તે જોયું? "ઘણાખરા ગુન્હા અને નીતિ વિરૂદ્ધ આચરણ તે આનું પરિણામ છે" વળી આ લેખક "તંબાકુની ટેવને" "સેતાની આદત" "જંગલીપણાની નિશાની" કહીને રહી જતો નથી, પણ લખે છે કે "તમાકુ બહુ ઝેરીલો પદાર્થ છે. અર્ધો શેર તમાકુમાં એટલું વિષ હોય છે કે એની પૂરેપુરી અસર થઈ શકે તો ત્રણસો માણસ મરી જાય. એક સિગરેટના વિષથી બે જણનું મૃત્યુ થઈ શકે......

હાટનહાટવાસીઓ તંબાકુના તેલથી સાપ મારી નાખે છે. આ તેલનું ફક્ત એક જ ટીપું વિષધર કાળા નાગ પર પડે તો તુરત્ એને મુક્તિ મળી જાય."

આ વાત સાચી હશે? સાચી હોય તો બહુ ભયંકર છે—મને તો લાગે છે જ. એથી હું લખતો લખતો ઊઠ્યો ને મારા તંબાકુ વાપરનાર મિત્રોને મળી આવ્યો.

...બધા જ સાજાતાજા હતા. પછી કેટલાક દિવસ મારા એક બીડીવાળા સ્નેહીની દુકાને બેઠો. મેં એને પણ પૂછ્યું. તમે પણ ન માનો તો કોઈ પણ બીડીવાળાને કે બીડી પીનારને પૂછી જોજો. એ તમને છાતી ઠોકીને કહેશે કે એવું કાંઈ જ એણે જોયું નથી. એને ત્યાંથી અસંખ્ય માણસ રોજ બીડી લઈ જાય છે ને રોજ પીએ છે. એમ હોય તો વળી એવી વસ્તુ વેચી શકાય ખરી? અને એના ફાયદા અદ્ભુત છે, અગણિત છે. એક બે જ દાખલા: કેન્ટ બીડી વિના રહી શકતો નહીં ને કર્યુ.સીગાર વિના લેકચરરૂમમાં જતો નહીં અને કેન્ટ જેવો સમર્થ તત્વ-ચિંતક યુરોપમાં બીજો થયો છે ખરો? સર આર્થર કવીલર કૂચ, એમના અગાધ જ્ઞાન વિષે કોઈ પણ ઇંગ્રેજી જાણનારને પૂછો. કોઈ કેમ્બ્રીજના સાહિત્યવિશારદને પૂછો. એના ભાષણ એટલે? અને આઇન્સ્ટાઇન અને...આપણે તો જેવો જેનો અનુભવ, આપણે કંઈ પૃથક્કરણ કરવા થોડા બેઠા છીએ?

અને તમે જાણો છો કે જરા બેચેની લાગતી હોય, શક્તિ ખૂટી જતી હોય, સ્ફૂર્તિ ઓછી થતી હોય, તો એ સર્વનો ઉપાય બીડીનો માત્ર એક જ દમ. તમે નટ હો કે ગાયક હો, કોઈ કલાકાર, સાહિત્યકાર કે ફીલસૂફ હો, રાજ્યકારી નેતા કે સમાજ-શાસ્ત્રી હો, મોટા વેપારી કે ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ હો, પણ જ્યારે ગૂંચવાડા ઊભા થાય ત્યારે એમાંથી અપૂર્વ રસ્તો કાઢવા માટે આ સીધો, સાદો અને ખાતરી ભરેલો નૂસખો છે. કદાચ કમનસીબે હજી તમે આમાંના કોઈ ન હોય, પણ થવાના અભિલાષ જાગ્યા હોય તો—તો આજથી જ શરૂ કરો. અને એક જ દિવસમાં તમે અનુભવ કરશો.

પણ આ બધું પ્રેરનાર કોણ?—બીડીવાળો જ ને? આથી હું તો બીડીવાળો જ થવાનો.

દરિયા પારના દેશની વાત છે. કંઈક વર્ષો પહેલાંની; એ તલવારના જમાનાની. ત્યારે વીરના માનવો જીતવા ને મારવામાં મનાતી. પાડોશના રાજ્યને જીતી, તેનાં ગામો લૂંટી, તેની પ્રજાને જે વધુ રંજાડે તે પ્રબલ ને પરાક્રમી ગણાતો. એક બીજાને પરતંત્ર કરવાની હરિફાઈ જાણે રમાતી. એ માટે યુદ્ધખેલન વખતોવખત થતાં. કેટલાક જવાંમર્દોને એ વિના ચેન જ પડતું નહીં. એ યુગની આ વાત છે; વર્ષો પહેલાંની: કંઈ નહીં તો પાંચસો વર્ષના વ્હાણાં વાયાં.

એ ડયુક પ્રબલ ને પરાક્રમી ગણાતો. જેવો પરાક્રમી તેવો પ્રતાપી મનાતો. જેવો પ્રતાપી તેવો ક્રોધી હતો. જેવો ક્રોધી તેવો ક્રૂર ને દયાહીન.

દેશેદેશ જીતવાનો જાણે એનો સંકલ્પ: એક દેશ જીતે, લૂંટે અને બીજા પર આક્રમણ કરે. લોક એનું નામ સાંભળીને ધ્રૂજી ઊઠતા. બાળકો એનું નામ સાંભળીને રડતાં રહી જતાં. એવો તો એના નામનો જ ત્રાસ.

એની લાલસા પોષવા ને પોતાનો પ્રદેશ વિસ્તારવા એણે નાન્સી નગરને ઘેરો ઘાલ્યો. નાન્સીનો નૃપતિ સો સો સમરાંગણમાં

ઘૂમેલો હતો. વીરતાની મૂર્તિ સમો હતો. એની જુવાનીમાં એ સાવજ સો ત્રાડતો. પણ આજે એ વૃદ્ધ થઇ જીવનને આરે આવી રહ્યો હતો. રાજકુટુંબમાં યે કોઈ હતું નહીં, સિવાય એની એક પુત્રી માત્ર. પણ એ પુરુષોને શરમાવે એવી વીરાંગના હતી. એનું રાજ ન્હાનું હતું પણ સ્વાધીન હતું. રાજ્યમાં વસ્તી થોડી હતી. પણ લોકો સ્વતંત્ર હતા ને સ્વતંત્રતા માટે મરી ફીટવા તૈયાર હતા.

એ ડ્યૂક ઘેરો ઘાલ્યો. નાન્સીનું મહાજન અને રાજપુરુષો રાજમહાલયે મંત્રણાએ મળ્યા ને નિશ્ચય કરી લીધો. નાન્સીના સમસ્ત જનસમૂહે ડ્યૂકનો સામનો કર્યો. એ વૃદ્ધ નૃપતિના હાથમાં તલવાર આવતાં જુવાનીનું જોર ફરકવા માંડ્યું. એણે સરદારી લીધી ને કોટને કાંગરે કાંગરે ઘૂમવા લાગ્યો.

એની વીરાંગના પુત્રીએ સ્ત્રીઓનું સંગઠન કર્યું. સશક્ત સ્ત્રીઓને કોટની મરામતમાં, હથિયાર પહોંચાડવામાં, શસ્ત્રો સજ્જ કરવામાં કામે લગાડી દીધી. વૃદ્ધાઓને પણ આજે પોતાનું નગર સ્વતંત્ર રાખવું હતું. એ પણ કામે લાગી ગઈ-ઘવાયેલાઓની સારવારમાં.

આમ સૌ કોઈ આબાલવૃદ્ધ—પોતપોતાનું નિત્યનૈમિત્તિક કાર્ય છોડી, એ કામે લાગી ગયા—સ્વદેશને સ્વતંત્ર રાખવાને. વેપારીઓએ વેપાર છોડ્યા. વિદ્યાર્થીઓએ અભ્યાસ છોડ્યો, સુંદરીઓએ વિલાસ તજ્યા. બસ, સૌને એકજ તમન્ના લાગી રહી હતી, સ્વદેશને પરતંત્ર થવા ન દેવાની.

શત્રુ પક્ષે કશી આશા નહોતી રાખી. એણે તો ઘડીના છટ્ઠા ભાગમાં નાન્સી સર કરવું ધાર્યું હતું. પણ આ તો લોઢાના ચણા ચાવવા પડ્યા. એની વ્યૂહરચનાઓ એક પછી એક નિષ્ફળ નીવડવા લાગી. એના અજેય મનાતા યોદ્ધાઓ પડવા લાગ્યા. ને જ્યાં જાય ત્યાં જીત મેળવનાર ડ્યૂકને સંધીનું કહેણ કહાવવું પડ્યું.

આ બર્ગણ્ડીનો ડ્યૂક, જે રાજ્ય જીતતાં લૂંટમાં જ આનંદ માનતો, શત્રુના સૈનિક અસૈનિક સૌને ક્રૂર દંડ દેવામાં જ

વિજયની સાર્થકતા આંકતો અને પોતાની પછાડી ભય, ત્રાસ અને શત્રુના નામ નિશાનનો યે નાશ મેલી જતો તે ડ્યૂકે કહાવ્યું કે "સંધિ કરવામાં આવશે તો કોઇનો વાળ વાંકો નહીં થશે. સમગ્ર પ્રજાજનો સાથે નિર્વૈર વર્તન રાખવામાં આવશે."

નાન્સીના નગરજનો આશ્ચર્ય પામ્યા. શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. નગરચોકમાં નૃપતિએ પોતપોતાના અભિપ્રાય જણાવવા મહાજનોની સભા મેળવી.

પણ નાન્સીનો નૃપતિ જેવો બહાદુર હતો તેવો ઠરેલ મુત્સદ્દી પણ હતો. એણે જોયું કે શત્રુ અત્યારે નબળો પડ્યો છે. એને પરાસ્ત પમાડ્યા વિના જવા દેવો એ એને ફરીથી ન્હોતરવા જેવું છે. અને જો ફરીથી એ હલ્લો લાવે તો નાન્સી ટકી નહીં શકે. એમ એણે વિચાર્યું ને ભર સભામાં ઉચ્ચાર્યું "મને સૈનિકો જીવતો દફનાવી દેશે તો યે આ સંધિ કબૂલ કરનાર નથી. અત્યારે સંધિ હોઇ શકે જ નહીં."

નગરજનોને આ વેણ બાણ જેવાં લાગ્યાં. બેવડા ઉત્સાહથી મોરચા માંડવાની તૈયારી કરવામાં ગૂંથાયા. અત્યાર સુધી અજેય ગણાતા ડ્યૂક ઑફ બર્ગણ્ડીનું સંધિકહેણ પાછું વાળ્યું.

સંધિપ્રસ્તાવ પાછો ફર્યો ને ડ્યૂક લાલચોળ થઇ ગયો. કદી કોઇ ડ્યૂકનું વેણ ઉથાપી શકતું જ નહીં, શું શત્રુ કે મિત્ર: સૌ કોઇ પડ્યો બોલ ઝીલતા ને આ ન્હાનું નગર! ને આ એનો મુઠ્ઠી ખખ હાંકાર! શું એનું સંધિકહેણ પાછું ઠેલે? એનો ક્રોધાગ્નિ પ્રજ્વળી ઊઠ્યો. એની આંખોમાંથી અંગારા ઝરવા લાગ્યા. એણે નિશ્ચય કર્યો: નગર તારાજ કરીને જ પાછા વળવાનો. એની વિપુલ સેનાએ હલ્લા પર હલ્લા કરવા માંડ્યા. ડ્યૂકે નવું સૈન્ય, નવાં શસ્ત્રાસ્ત્રો બર્ગણ્ડીથી મંગાવ્યા. આ નવી થતી જતી ભરતી સ્હામું ઘેરાયલા નાન્સી જનો ક્યાં સુધી ટકી શકે? ખોરાકી ખૂટી, કોટ તૂટ્યો. દુર્જય યોદ્ધાઓ એક પછી એક ખરવા લાગ્યા. નાન્સી પડ્યું.

ને ડ્યૂક અપમાનનો બદલો વ્યાજ સાથે લેવા નગરમાં પેઠો. ચારે કોર એ વૃદ્ધ ઠાકોરની શોધમાં ફર્યો. મહેલ, કીલ્લો અને કોટ ઢૂંઢી વળ્યો. એ ધુંવા-ફુવા થતો નગરના ખૂણે ખૂણે ભમી વળ્યો પણ એનો પત્તોજ ન લાગ્યો. ડ્યૂકે હવે નગરનો ક્રૂરમાં ક્રૂર રીતે નાશ કરવાનું નક્કી કર્યું.

ડ્યૂકે નગરજનોની સભા બોલાવી જાહેર કર્યું, જે નાન્સીના ઠાકોરને પકડી આપશે તેને મો માંગ્યું ઇનામ આપવામાં આવશે; પણ જો એનો પત્તો કોઈ નહીં આપે તો આખું નગર ફરીથી તારાજ કરવામાં આવશે; ન રહેશે એનું નામ કે નિશાન. પણ એ પ્રજાજનમાંથી ન કોઈ હાલ્યું કે ચાલ્યું. ડ્યૂકની મુખમુદ્રા પર ક્રોધની રેખાઓ તરવરવા લાગી, ત્યાં એક વૃદ્ધ આગળ આવ્યો ને બોલ્યો, “ડ્યૂક, ખાતરી આપો કે નગરજનમાંથી કોઈને કશી આંચ નહીં આવે તો નાન્સીના મહારાજાનો પત્તો મેળવી આપવા હું તૈયાર છું.”

આ વૃદ્ધ નાગરિક નાન્સીનો નૃપતિ જ હતો. નગરનો નાશ અટકાવવાને એ પ્રજાજનો સાથે ભળી ગયો હતો ને પ્રજાજનો પણ જીવમાં જીવ હોય ત્યાં સુધી એનો વાળ વાંકો થવા દેવા તૈયાર ન હતા. ચતુર રાજા ચેતી ગયો. આ તક છે એમ એણે જોયું અને આત્મસમર્પણથી નગર બચાવવા, વચન મળે તો પોતે છતો થવા તૈયાર થઈ ઊભો.

ડ્યૂક એવુ કંઈ કરવા તૈયાર નહતો. એને તો આખા નગરનો ક્રૂરમાં ક્રૂર રીતે નાશ કરી દાખલો બેસાડવો હતો. એણે સ્ત્રી, પુરુષ, બાળક, વૃદ્ધ સૌને એકઠાં કર્યાં ને હાર દોર ઊભા રાખ્યા. એ હારમાંથી દરેક દશમા જનને દેહાંત કરવાનો હુકમ ફરમાવી કોઈ અપવાદ વિના એ શિબીરમાં ચાલ્યો ગયો.

એક હારમાં નગરના સૌ કોઇ અપવાદ ઊભા. સ્ત્રી પુરુષ, પિતા-માતા-પુત્ર, ભાઈબહેન, નવવધુઓ ને તેના કોડીલા કંથઃ સૌ કોઈ મોતને ભેટવા તૈયાર થઈ રહ્યાં. કોણ પહેલું જાય છે એજ જોવાનું રહ્યું.

સૌથી મોખરે પહેલેથી ગણતા દશમો નાન્સીનો ઠાકોર આવી રહેતો હતો. એની જોડે જ એની પુત્રી હતી. એને એ ક્યાં ઊભો હતો એનું ભાન નહોતું. એની આંખો આભને જોતી ઉંડી ઉંડી ઊતરતી હતી. એના ભવાં સંકોચાયલાં હતાં. કોઈ પણ ઉપાયે પ્રજાને બચાવી લેવાય એની ચિંતા જ એને થતી હતી. પણ એની પુત્રીએ આ જોયું. એનું પિતૃવત્સલહૃદય પિતાને બચાવી લેવા તરફડ્યું. એની બુદ્ધિને લાગ્યું કે જ્યાંસુધી ઠાકોર જીવે છે ત્યાંસુધી કદાચ પ્રજાજનોનું રક્ષણ થઈ શકે. ડૂબતો માણસ તણખલું ઝાલે તેમ અફસરની આંખ ચુકાવી પિતાને ખસેડી, તેને સ્થાને એ જઈ ઉભી. પિતાને જરા ભાન આવ્યું અને પોતાનાં વચન સરખાંનો પણ તુરત અમલ કરવાને ટેવાયેલા મહારાજાએ પુત્રીને તુરત પોતાની જગ્યાએ જવા ફરમાવ્યું. પણ પુત્રી ન ખસી. તુરત એણે પુત્રીને પકડી ખસેડવા પ્રયત્ન કર્યો. દંડ દેવાની તૈયારી કરતાં અફસરે આ જોયું. અને નિયમન જાળવવા પિતાપુત્રી પાસે આવ્યો. પુત્રીએ કહ્યું, “ હું અહીં છું, મારી જ આ દશમી જગ્યા છે. ” આ સાંભળી પિતાને સહસા સ્મરણ થયું, એ પરિસ્થિતિ સમજી ગયો. એણે કહ્યું, “ એ છોકરીએ જ મને ખસેડયો છે, હું જ દશમો છું. ”

આ વાત એવી રીતે બની, આ રકઝક એવી ચાલી—અવિચલ પ્રગાઢ પિતૃભક્તિ અને સુદૃઢ અપત્યસ્નેહ—એ બે મૂર્તિમંત ભાવો વચ્ચે જાણે હરીફાઈ ન હોય ! ડ્યૂકનો કર્મચારી પણ આ જોઈ મૂંઝાયો. એનાથી નિર્ણય ન થઈ શકયો કે આ બેમાંથી દશમું કોણ ? આ બેમાંથી કોને પહેલા દેહાંત દેવો ? આ નિર્ણય વિના એનાથી હુકમનો અમલ પણ કેવી રીતે થઈ શકે ? આથી એ બન્નેને એ ડ્યૂક પાસે લઈ ગયો, ને હકીકત રજુ કરી. એ અફસર પોતાની હકીકત રજુ કરતો હતો ત્યારે કે ત્યારપછી ડ્યૂક પાસે કેફીયત રજુ કરતાં બન્ને જણા એક સાથે કહેવા મંડી પડયાં. કોઈ એક સાધારણ નગરજનની જેમ

આ વાતનો ફેંસલો પોતાની તરફેણમાં લાવવા ક્ષુલ્લક પ્રયત્ન કરવા લાગ્યાં. એ નૃપતિ ને એ રાજકુંવરી સર્વસાધારણ વાત્સલ્ય ભાવમાં આજે રાજપ્રતિષ્ઠા ભૂલી ગયાં હતાં.

અને એ ક્રૂર નિર્દયી ડ્યૂક પણ નિર્ણય ન કરી શકયો. એનો અત્યાચારી આત્મા, આ આત્મત્યાગ માટેનો ઝઘડો જોઈ પીગળવા માંડયો, એનું હૃદય મીણની જેમ પીગળાતું ગયું, એની આંખમાં એ કરૂણરસ ઉભરાઈને આવતો દેખાયો. સહસા એ ઉઠી શીબિરના અંદરના ભાગમાં ચાલ્યો ગયો. એને થયું સદૈવ રાજખટપટ અને મુત્સદ્દીગીરી અને યુદ્ધખેલનમાં જીવનનું સાર્થક સમજતા રાજકુટુંબમાંયે આટલો સ્નેહ, આટલું સ્વાર્પણ હોય તો, સાધારણ પ્રજાજન કેવા હશે!

જે યુદ્ધથી ન થયું, વીરોના શોણિત વહેવડાવ્યે, એક એકના ગળાં કાપવાથી ન થયું, તે હૃદયપલટો આત્મસમર્પણ ને સ્નેહની સોરમે થયો. ક્રૂરતા અને ત્રાસને સ્થાને એણે સુલેહ ને સમાધાનીનો પડો વજડાવ્યો. પ્રજાજનોને સ્વસ્થાને જવા દેવા અને નગરમાં કશો અત્યાચાર ન થાય એ માટે અમલદારો પર હુકમ છોડયા. મિત્રતાના કોલકરાર ઘડાયા, ને યથોચિત સમયે ડ્યૂક નાન્શી નગર છોડી ચાલ્યો ગયો.

એ ડ્યૂક પાછો ફર્યો. વિજય કરીને? નાન્સી પરતંત્ર થયું નહીં છતાં સંધિ અને વિગ્રહમાં ડ્યૂકને સાથ આપવા, ડ્યૂકનું કહેણ આવતાં તે સ્વીકારવા તો તૈયાર થયું. છતાં એનો વિજય થયો?

એ તો આવ્યો હતો એની નાન્સી જીતવા, એનાં ધનધાન્ય સમૃદ્ધિ લૂંટી જવા. એ લૂંટી પણ જઈ શકયો હોત, મનમાનતો અત્યાચાર પણ કરી શકયો હોત, પણ એ પ્રબલ આત્મબલિદાન સમક્ષ એની નિર્દયતા અવનત મસ્તક થઈ પડી. પહેલીજવાર એ આ રીતે પાછો ફર્યો.

એનો વિજય થયો,—

—ને નાન્સીનો પરાજય?

પતંગિયું તો તમે જોયું હશે જ; એના ઇંદ્રચાપ શા અવનવા રંગો પર તમે મોહ્યાં યે હશો; કવચિત્ તમારા સૌન્દર્યપ્રેમને તમારી હિંસકવૃત્તિએ અનુમોદી, એકાદ પતંગિયાને,–તમારા મેજની શોભા ખાતર જડી રાખ્યું હોય, કદાચ મેજને શણગારવા એકાદ પતંગિયાનો નાશ નહીં કરતાં ક્યાંકથી મળી આવેલી એની એક બે પાંખ સંઘરી રાખી હોય. કવચિત્ તમે વિચાર્યું હશે કે આ જંતુઓ પણ કેવાં ભલાં અને ગુણગ્રાહક છે? જ્યાંજ્યાં બેસે છે ત્યાંત્યાંથી રેણુ વીણે છે ને નિજ સૌન્દર્ય પોષે છે.–પણ માનવી, અહંતામાં પોતાને શ્રેષ્ઠ માની કેટલીય વાર વિષ ઉપાડે છે ને બુદ્ધિની તીવ્રતા પૂરવાર કરવા વળી એની લાણી કરે છે.

પણ જંતુશાસ્ત્ર પર નિબંધ લખવા કે પ્રવચન કરવા નથી બેઠો. એ મારો વ્યવસાય નથી. તમારે વાર્તા વાંચવી છે ને મારે એનું સમતોલપણું કેમ નષ્ટ થયું એ કહેવું છે.

તમે એ વિષે કદાચ સાંભળ્યું હશે. વખતે એની મૃત્યુનોંધ વાંચી હશે પણ એથી વિશેષ સમાચારપત્રોમાં નથી આવ્યું.

આપણા પત્રોમાં એ માટે અવકાશ જ ક્યાં છે? ઉપરછલ્લી નોંધો સિવાય બીજું કેટલું નજરે ચઢે છે? ને સમાચાર આપવાને તો એનો અવતાર થયો છે.

વાત આમ છે...પણ કેટલીક વસ્તુના મૂળ એટલાં પથરાયલાં હોય છે કે એ શોધવા કોઈ જુદી દિશામાં કે આડકથામાં ઊતરવું પડે.

પ્રો. જોષી અને શ્રી. બુચ કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારથી એમનો વિરોધ આરંભાયો હતો. બંને પ્રથમ પંક્તિના વિદ્યાર્થી: સ્વાભાવિક એથી એમના ગ્રહ સામસામા રહેતા: એ ઉપરાંત અનેક મતભેદો એમની વચ્ચે ઊભા થતા.

અભ્યાસ પૂરો કરી જોષી પ્રોફેસર થઈ ગયા. બુચને સારા માર્કસ મળ્યા છતાં, વિદ્યાભ્યાસ ગને પોષતો વ્યવસાય નહીં મળવાથી મીલમાં નોકરી સ્વીકારવી પડી. પણ મીલમાં રહ્યા છતાં એમની અભ્યાસવૃત્તિ ગઈ નહીં. કેટલાક માણસો એવા હોય છે કે પોતાને પડેલી સારી કે નરસી ટેવ એકાએક છોડી શકતાં નથી. સંજોગો પ્રતિકૂળ હોય તો ય તેને સંગ્રહવા યત્ન કરે છે અને કેટલીક વેળા એવી ખેંચતાણમાં વિપરીત પરિણામ પણ આવેલા નજરે ચઢે છે.

પ્રોફેસરને અભ્યાસ અને સંશોધન એ જ વ્યવસાય હતો: પહેલો અને છેલ્લો. એમને કંઈક અપૂર્વ કરવાની મહત્ત્વાકાંક્ષા હતી, બુદ્ધિ હતી અને એમને લાગ્યું હતું કે કોઈ નવીન સંશોધન થઈ શકે તો કદાચ સંપત્તિ પણ મેળવી શકાય.

થોડા વર્ષ વીતી ગયા. બંનેના વિષય એક હતા એથી કે માનસશાસ્ત્રના કોઈ ગૂઢ નિયમના આધારે બંને એક જ વસ્તુના અભ્યાસ અને અન્વેષણ કરવા લાગ્યા—એક એકથી સ્થળ અને સંબંધથી દૂર છતાં: અલબત્ત નિજ નિજની નિરાળી પદ્ધતિએ.

પ્રોફેસરે શોધ કરી: એમની મનમાનતી રીતે. અમુક પ્રકારના કીટાણુનું એક બીજી જાતના પતંગિયામાં પરિવર્તન

થાય છે અને તે અમુક છોડોને નુકશાન કરે છે. આ વાતને એમણે પોતાને સહજ ભાષાની ને કલ્પનાની ટાપટીપ અને સજાવટથી એવી આકર્ષક, સરલ અને અસરકારક બનાવી કે એમને સાંભળનારને એ વાતમાં શંકા જ કરવાનું મન નહીં થાય. આ માટે એ સમય કાઢી શકે એમ હતું અને એમને એ શ્રમ પણ લીધો હતો. એમની શોધનું ઉત્સર્ગ આ કીટાણુનો નાશ કરે તેવું રસાયણ હતું; પણ એ રસાયણ તો હજી એમની કલ્પનામાં જ રમે છે.

અને એમને પ્રોફેસર તરીકેની લાગવગના બળે આ શોધ ઉપર ભાષણો પણ આપવા માંડયાં. ત્રણેક ભાષણો થયાં. વર્તમાનપત્રોમાં નોંધો આવી. એમનું ઢીમ્ ઢીમ્ વાગ્યું, વગાડાયું ને કોઈ મૌલિક શોધ થાય છે એમ જગતને લાગવા માંડયું.

બુધે આ લેખો જોયા. ભાષણોના રીપોર્ટ વાંચ્યા ને એમને લાગ્યું કે આમાં કંઈ સ્ખલન છે.

એનું માનસ એવું એવા પ્રકારનું હતું કે કાંઈક સ્ખલન થતાં કંપી ઊઠે, સાંખી ન શકે; અને એ દૂર કરવામાં પોતાની શકિત ખર્ચે. આવા લોકો પોતાની મર્યાદાનું ભાન કેટલીકવાર ભૂલે છે ને હદ ઓળંગાઈ જતા એક કે બીજી રીતે પછડાઈ પણ પડે છે.

આ સ્ખલન શોધવા એણે એક ન્હાની પ્રયોગશાળા પણ પોતાને ખર્ચે ઊભી કરી, અભ્યાસ વધાર્યો અને સમયનો સંકોચ ટાળવા મોડી રાત સુધી આ કીટાણુ પર પ્રયોગો કર્યા:

અને જોષીના પ્રયોગમાં રહેલી ન્હાની શી ક્ષતિ શોધી કાઢી, લેખ દ્વારા જાહેર કરી. કેટલાક દિવસ પછી એ પર એક બે ભાષણો આપ્યાં.

પણ એમના ભાષણમાં પ્રોફેસરની ભાષાની વિશદતા નહોતી. એ પછાડી પ્રાન્તિયતાએ પોષેલી પ્રશંસા નહોતી થતી. વળી

બુચનો સાદ મ્હોટો કરનારો વિદ્યાર્થીસમૂહ પણ નહોતો. છતાં આટલાથી એમણે જંતુશાસ્ત્રીઓમાં ખળભળાટ મચાવ્યો. એમના પ્રયોગે વૈજ્ઞાનિકોનું ધ્યાન ખેંચ્યું.

આથી પ્રોફેસર પોતાની શોધની સત્યતા સાબીત કરવા વધુ ઉત્કટ થયા. ત્યાર પછી એક જ માસમાં બે ભાષણો આપ્યાં. વિદ્યાર્થી આગળ બુચનો બને એટલો ઉપહાસ કર્યો. વળી લેખની પરંપરા શરૂ કરી.

એમને પોતાની ક્ષતિ વિષે વિચાર તો કરવો જ નહોતો. પોતાની મહત્ત્વાકાંક્ષાની આડે કોઈ આવે એ સહેવું નહોતું. વળી વિદ્યાર્થી અવસ્થાથી શરૂ થયેલો વિરોધ સાંભર્યો. પોતે પ્રોફેસર થયા ત્યારે એ ફેલો હતા છતાં વિદ્યાર્થીઓ એની તેજસ્વિતાના વખાણ કરતાં. અને બીજે વર્ષે તો કદાચ પોતાની જગ્યાએ બુચની નિમણૂક થાય એવો પણ પ્રસંગ આવ્યો હતો. એમણે આ વાતનો ઉલ્લેખ કરતો જ એક ખાસ લેખ પોતાના છાપામાં લખ્યો. એમણે લખ્યું—એમને માટે લખાયું પણ ખરું કે બુચને આ પ્રોફેસરશીપ જોઈએ છે માટે જ એમણે આ તૂત ઊભું કર્યું છે.

પણ બુચને મૂળ વૈજ્ઞાનિક સત્યો, પ્રયોગદ્વારા સિદ્ધ કરેલી બધી વિગતો વિષે લખવાનો જ પૂરતો અવકાશ ક્યાં હતો કે આવી વાતોનો એ જવાબ આપે? એણે આ બધા વિષે મૌન ધર્યું ને વૈજ્ઞાનિક તથ્ય દર્શાવતું એક પુસ્તક પ્રો. જોશીના જવાબમાં લખવા માંડ્યું.

આ ગ્રંથલેખન એટલે એનાં શરીર અને મન પર એક વધુ બોજો. મૂળે જ ગુજરાતી, એટલે શરીરસ્વાસ્થ્ય તરફ કદી ધ્યાન આપેલું નહીં. આ પ્રયોગોની ધડભાંગ, ઉપાધિ ને ઉજાગરા, ઓફીસનો અરુચતો કાર્યભાર; એ સૌને પહોંચી વળવા શક્તિ અને સમયનો અભાવ, એની સતત ચિંતા: આ સૌએ એના

શરીર પાસે બંડ કરાવ્યું. પુસ્તક પૂરું થતાં પહેલાં તો શરીરે વધુ કામ આપવા ના પાડી ને એને મીલમાંથી રજા લેવી પડી.

પણ પ્રોફેસર તો વખત, બે વખત એક સરખું પ્રચારકાર્ય કર્યે જતા હતા.

છતાં પુસ્તક લખાયું ને બહાર પડ્યું. પણ એમાં ન્યાય પુરઃસર દલીલો નહોતી. ભાષા ક્લિષ્ટ હતી. તો પછી સરલતા સચોટતાની વાત જ ક્યાં? જીર્ણ અજીર્ણથી પીડાતા પુરુષની એ લેખનશૈલી હતી.

એક તો લેખન એમણે પહેલાં કરેલું નહીં: અને તેમાં એમની વધતી જતી માંદગીના કારણે ફરીથી જોઈ જવાનો કે અંત્ય ઓપ ( finishing touch ) આપવાનો પણ અવકાશ મળ્યો નહીં. માંદગીને બીછાનેથી પ્રૂફ સુધારતાં સુધારતાં અહીં-તહીં બન્યા તેવા સુધારા કર્યા, પણ એથી એની ક્લિષ્ટતા વધી. એમની દલીલનો ક્રમ ચૂંથાયો અને એમ વિચિત્ર શૈલીનું પુસ્તક બહાર પડ્યું—પોતાની જ વસ્તુનો વિરોધ કરતું હોય જાણે!

છતાં એની મૌલિકતાએ વળી પાછા વિદ્વાનોને એ દિશામાં વિચાર કરતાં કર્યા. બેઉ પક્ષના કલમબાજોને જાણે નવો ખોરાક મળ્યો.

અને એકધારું પ્રચારકાર્ય કર્યે જતાં પ્રોફેસરને એથી જાણે નવો ઉત્સાહ આવ્યો. પુસ્તકની સમાલોચના કરી, એના પર વિવેચન લખવા શરૂ કર્યાં અને એક ત્રીજા પત્રમાં એના જવાબમાં લેખમાળા મોકલવા માંડી. એટલું જ નહીં, એમને તો આશા હતી કે બુચ આનો જવાબ આપશે,—એની વિચિત્ર શૈલીમાં. અને એ વિરોધાભાસી શૈલીનો જ ઉપયોગ કરી ભાષણો દ્વારા એનો વિરોધ કરવા, એ એક બાકી રહેલા ક્ષેત્ર પ્રત્યે મીટ માંડી બેઠા.

પણ બુચને પુસ્તક લખ્યાં પહેલાં ક્યાં પૂરતો અવકાશ હતો કે હમણાં મળે? ત્યારે એને મીલમાં ધસડબોરો કરવાનો હતો, અત્યારે એ અન્ય પ્રદેશની મુસાફરી માટે તૈયારી કરતો હતો.

અને એક સ્હાંજે, જ્યારે જોશી સાહેબ, એ પુસ્તક પર લખી રહ્યા હતા ત્યારે એમને બુચના અવસાનના સમાચાર મળ્યા. આ સમાચાર મળ્યા ને એમને થયું, પણ એ બને જ શી રીતે? આનો જવાબ આપ્યા સિવાય એ મરી જઈ કેમ શકે? એ જ બતાવે છે કે એના વિરોધમાં કાંઈ તથ્ય નથી. આવું કંઈક એ બબડ્યા ને લેખને અંતે લખ્યું. પણ લખીને બંધ કરે તે પહેલાં એક ફૂદડું ઉડતુ ઉડતુ આવ્યું; આવ્યું ને એમની કલમ પાછળ, એમના લેખ ઉપર, એમના મુખ આસપાસ ફરવા લાગ્યું, ફર્યે જ ગયું: જાણે બુચને સ્થાને એમનો નવો પ્રતિસ્પર્ધી આવ્યો. એમને એમ લાગ્યું કે એ એનાથી હાર્યા. છેલ્લું વાક્ય પડતું મૂકવું પડ્યું. લેખ અધૂરો રહ્યો.

૨

એક દિવસ મારા મિત્ર ડૉ. સુધીન્દ્રને મળવા ગયો. એ વિદેશમાં ઊંચી પરીક્ષા પસાર કરી, થોડા દિવસથી દેશમાં આવી એક દિવાનાગૃહમાં દાકતર થયા હતા ને આ વિષય પર કંઈક પ્રકાશ પાડવા વધુ અભ્યાસ કરી રહ્યા હતા. કંઈક ઈધરતિધરની વાતો કરતાં પ્રસંગોપાત દાકતરે એક દરદી વિષે જણાવ્યું.

અહીં એક દરદી છે: એ આવ્યો ત્યારે તો પોતાનું નામ પણ પૂરું બતાવતો નહોતો. બસ, એ એક જ વાત કહેતો; જંતુની, જીવડાંની: એ વિષેની શોધની. એ પર ભાષણો આપ્યા કરતો. ક્વચિત્ કલાકોના કલાકો પડી રહેતો કે કટકો લઈને કે કટકો ન મળે તો હાથેથી કંઈ ઉરાડ્યા કરતો. જ્યારે જ્યારે હું જતો ત્યારે ત્યારે એ મને કહેતો, 'દાકતર, આ પતંગિયું મને બાહુ હેરાન કરે છે. જરા ઉરાડશો?'

મને આ દરદીની વાતમાં રસ પડ્યો. મારી જીજ્ઞાસા જાગી. હું ધ્યાન દઈ સાંભળવા લાગ્યો. દાકતરે આ દરદી પર કરેલા માનસશાસ્ત્રીય પ્રયોગો અને વૈદકીય ઉપચારો જણાવ્યા.

એમના દરદીના અવલોકનની વાત કહી. એ માટે એ દરદી પાસે કેટલી ય વાર કલાકોના કલાકો બેસી રહેતા; આખો દિવસ પણ એ રીતે પસાર કરતા. વળી એ જે ઠેકાણેથી આવ્યા હતા તે સ્થળેથી યે માહિતી મેળવવા પ્રયત્ન કર્યો, તેમ જ જ્યાં જ્યાંથી મળી ત્યાં ત્યાંથી એમને વિષે બાતમી મેળવી.

એમણે કહ્યું, "મને આ મેળવતાં બહુ મુશ્કેલી નડી. પહેલાં તો જ્યાંથી એ આવ્યો હતો ત્યાં પત્રવ્યવહાર કરી જોયો. એમના દાકતરને પૂછાવ્યું. પણ મને સંતોષ થાય એવો જવાબ ન મળ્યો. અંતે મેં પોતે જઈ તપાસ કરવા વિચાર કર્યો. આ માટે એ હવાફેર ગયા હતા ત્યાંના બંગલાના વ્યવસ્થાપકને, એના દાકતરને, એમના સહકાર્યકરોને પણ છેલ્લે મળ્યો. અને કંઈ હકીકતો પરથી, કંઈ તર્કથી મેં એની કથા સાંધી."

"હં, શું એ પ્રોફેસર હતો? ક્યાં અને શાનો? મેં અધિરાઈથી પૂછ્યું. મારા એક સ્નેહી પ્રોફેસર વિષે કાંઇક એવું સાંભળેલું, એટલે કદાચ એ તો ન હોય? મને આશા ઊગી. વાતમાં રસ વધ્યો. પણ મને લાગ્યું કે હવે દાકતર કદાચ એમની ધંધાદારી રીત અનુસાર એ વિષે કાંઈ ન બોલતા એમણે અજમાવેલા ઉપાયો કહેવા માંડશે.—જો કે દાકતરો આમ કરી, પોતાને હંમેશ સફળતા મળે છે એમ અન્યજનોને બતાવવા પ્રયત્ન કરે છે એમ મારી પાસે કરવાનું પ્રયોજન તો નહોતું, છતાં કદાચિત્ એ ધરેડમાં પડી જાય તો, એવી બીતિથી મેં એમને એ પ્રોફેસરનો આગલો ઇતિહાસ પૂછ્યો.

પણ દાકતરે તો જવાબ આપવાને બદલે સામું સવાલ કર્યો, "તને ખબર છે કેટલાક વખત પર છાપાંમાં કંઈ જંતુઓ વિષે ઊહાપોહ આવ્યો હતો અને ત્યાર પછી એમાંનો એક જંતુશાસ્ત્રી મૃત્યુ પામ્યો તો તે? કદાચ તેં એની મૃત્યુનોંધ વાંચી હશે."

"હા, હશે. પણ આ સાથે એના મૃત્યુને શો સંબંધ ?"

"પણ તે દિવસથી જ આ ભાઈ ગાંડા થયા છે. જે જંતુ-શાસ્ત્રી મરણ પામ્યો તેના એ પ્રતિપક્ષી હતા. અને પેલો માણસ માંદગીના કે કોઈ કારણે એને કાંઈ જવાબ ન આપી શક્યો હશે. અને તે દિવસે એમને કાંઈ જીવડાંનાં સ્વપ્ન આવ્યાં હશે કે શું પણ તે દિવસથી એમના મનમાં એમ ભરાયું લાગે છે કે એમનો પ્રતિસ્પર્ધી પતંગિયું થઈ એમની આસપાસ ભમ્યા કરે છે."

"તમે પણ દાકતર ઠીક ગોઠવી કાઢ્યું છે. જંતુશાસ્ત્રનો પ્રોફેસર એવા વહેમોમાં માનતો હશે ?"

"એ તો કોણ જાણે. પણ હું એવા નિર્ણય પર આવ્યો છું, અને પછીના હકીકતો પણ એનું સમર્થન કરે છે."

"પહેલાં તો પેલા બંગલાના વ્યવસ્થાપક મહેતાજીને મળ્યો. આ માણસ કંઈક બુદ્ધિશાળી દેખાયો. પોતાની નોકરી ઉપરાંત, શેઠને અને આવનારાને ગમે તે રીતે ખુશ કરી, પૈસા પડાવવાને બદલે આવનારાના સુખસગવડ માટે પ્રયત્ન કરતો લાગ્યો. એટલે એણે મને થોડી પણ અગત્યની વાત કહી."

એણે કહ્યું, 'એ પ્રોફેસર આવ્યો ત્યારે ન્યુરેસ્થેનીઆથી પીડાતો હતો એમ એણે જણાવેલું. આથી એને બીજાઓ સાથે ભળવા અને રમતો રમવા લલચાવ્યો. પણ રમતની વચમાં કંઈ પતંગિયું, પતંગિયું કરી, સોગઠાં પછાડી કે પાનાં ફેંકી ઊઠી જતો. વળી એની સાથે એના કોઈ દૂરના સગાં આવેલાં. તે બહેન પણ એવી ફરીઆદ કરતાં હતાં. વળી એ બહેનને પણ એ પ્રોફેસરે પાછાં મોકલી દીધાં.

"આ બહેન ગયાં પહેલાં એક દિવસ રાતના એવાં કંઈ ચિહ્ન જણાએલાં. તે દિવસે અડધી રાતના ખડખડાટ થતાં એ બાઈ જાગી ઊઠી. જોયું તો આ ભાઈ આમથી તેમ દોડતા હતા ને

મોઢાની આગળપાછળ ટુવાલ જોરથી ફેરવતા અને કાંઈ મોટેથી બબડતા હતા. એમની એ ગડમથલમાં દીવો ફૂટી ગયો. થોડીવાર શાંત રહી વળી પાછો એ ઊઠયો. આમતેમ અંધારે દોડયો અને બારણું ઊઘાડી બહાર દોડી ગયો. બાઈએ મારી મદદ લીધી ને એ ભાઈ થોડીવાર પછી પાછા સૂતા. સવારે, આ વિષે પૂછતાં, પોતાની નાદુરસ્ત તબિયતના કારણે આમ થયું છે એમ કહી એણે માફી માંગી, થયેલા નુકશાનના પૈસા ભરી આપ્યા.

"આ પછી એમને તાવ આવ્યો. તાવમાં આખો વખત એ ફરીઆદ કર્યા કરતો કે 'પતંગિયું' એની આસપાસ ફર્યા કરે છે. દાકતરે પહેલાં તો આ સન્નિપાતના ચાળા ગણ્યા. પણ પછી એનો તાવ ઉતાર પર આવ્યો ને ઊતરી ગયો. પણ ત્યારની ઘેલછા વધી તે બસ આખો વખત એને એમજ લાગ્યા કરે છે.

"પછી એને અહીં મોકલવામાં આવ્યો. શરૂઆતમાં તો એ બીલકુલ જંપતા નહીં. કવચિત્ કવચિત્ તો એ માથું અફાળવા જતો.........

"પણ દાકતર, તમને નથી લાગતું કે તાવમાં જ એની વધુ દરકાર લેવાઈ હોત તો કદાચ આટલે ન પહોંચત."

"હાં, મારું તો માનવું છે કે એ દાકતર અનુભવી હોત, માનસશાસ્ત્ર વિષે કંઈ જાણતો હોત તો એ એની જુદી જ રીતે સારવાર કરત. એને મોઢાપર ઢાંકવા જાળી કે કંઈ આપત. એણે એવું કાંઈ દાકતર પાસે માંગેલું પણ ખરું. એની કોઈએ બરાબર ચિકીત્સા કરી આ પ્રમાણે કરવા મહેનત કરી હોત તો આ પરિણામ ન આવત. કદાચ છ—બાર મહિને એ બરોબર સારો થઈ જાત. પણ આજનો દાકતર એટલે ? સર્વજ્ઞતાનો ડોળ કરતો, બીજાના શરીર પર પોતાના પરિમીત જ્ઞાનથી અધૂરા અખતરા

કરતો બીનજવાબદાર માણસ નહીં તો શું ?" અને માનસશાસ્ત્રીય ઉપચાર તો આપણે ત્યાં કોણ કરે છે ?

"પણ હવે એને કેમ છે ?"

"હવે એને ઘણો આરામ છે. એની પૂર્વ સ્મૃતિ હવે જાગતી નથી. એને પતંગિયા વિષે કાંઈ સ્મરણ થતું નથી, એવું કાંઈ નજરે ચઢતું નથી, ત્યાંસુધી તો ઘણો વખત એ સારા માણસ જેવો જ લાગે છે.

"ત્યારે તો તમારા યશમાં આ એક વધારો !"

"મને તો આશા છે જ." ડાકતરે આત્મવિશ્વાસથી કહ્યું તે પછી હસતાં હસતાં ઉમેર્યું, "એક અધ્યાપકનું જીવન બચાવ્યાનું પુણ્ય મળશે...

"પણ કદાચ એ પહેલાના જંતુશાસ્ત્રી ન રહે તો...

"ત્યારે ?"

"એ કદાચ કોઈ ભાવનાના ભવ્ય ખંડેર, મહત્વાકાંક્ષાના અવશેષો સમો......

મને ડાકતર કવિ થતા લાગ્યા. મેં એમની નિરાશા ઉડાડવા કહ્યું,

"ચાલો, મને એ પતંગિયાપતિનાં દર્શન કરાવશો ?"

"હા, ચાલો. પણ આ વિષે કશું સૂચન ના કરતો."

એણે આમ કહ્યું ને અમે ઊઠયા. એમનો બંગલો પાગલ-ગૃહની પાસે જ હતો. અમે ત્યાં પહોંચતા સુધીન્દ્રે કહ્યું, "જો, પેલો ફરે છે તે." પછી એકદમ કંઇ યાદ આવ્યું હોય એમ એમણે પૂછયું, "હં...પણ એ તું કહેતો હતો તે પ્રોફેસર તો નથી ને. નહીં તો મારે ખાસ સાવચેતી રાખવી પડશે."

હું જવાબ દઉં તે પહેલાં મારી ને એ પાગલ પ્રોફેસરની નજર એક થઈ.

નીલરત્ન કળાનો અજબ શોખીન હતો. કલકત્તા શહેરમાં એવો એકે ય કળાકાર નહોતો કે જે એને ઓળખતો ન હોય. એના વડવાઓ, બ્રાહ્મદીક્ષા લીધી તે સમયથી પોતાના જાગીરમાં એ વિધિની ચર્ચાથી કંટાળી કલકત્તે આવી વસ્યા હતા. એ વાતને આજ કેટલાં ય વર્ષ વીતી ગયાં છતાં નીલરત્ન પોતાને વતન ગયો નહોતો: એને જવાની દરકાર નહોતી–ફુરસદ નહોતી. એને ત્યાં કળાકારોનો ડાયરો હંમેશાં, ચોવીસે કલાક જામેલો રહેતો, કોઈ ને કોઈ કલાકાર એને ત્યાં પડ્યો જ હોય. એક દિવસ કોઈનું સંગીત તો બીજે દિવસે કોઈની ચિત્રકલાનો પરિચય, તો કોઈ સમયે કોઈના અભિનયની કદર આ કલાભિજ્ઞને ત્યાં થતી હોય.

કેટલોક સમય થયા આનંદમોહન નામનો કોઈ એક ગાયક કલકત્તા નગરીને પોતાના સંગીતથી ડોલાવી રહ્યો હતો. સંગીતના શોખીનો એનીજ વાતો કરતાં, શેરીએ શેરીએ એનું નામ સંભળાતું. એને વિષે, એની રીતભાત વિષે, એના સંગીતપરના અદ્‌ભુત કાબુ વિષે લોકો ભાતભાતની કલ્પના કરતાં. એને વિષે વિચિત્ર વાતો કહેતાં ને એની આસપાસ રોમાંચક વાતાવરણ સરજાવતા.

આજે નીલરત્નને ત્યાં એનો જલસો હતો. નીલરત્નનો મોટો લાગતો ખંડ આમંત્રિત અને અણ-આમંત્રેલા ગૃહસ્થોથી ચીકાર

ભરાઈ ગયો. એટલું જ નહીં પરંતુ રસ્તા પર પણ લોકોની ઠઠ એટલી તો જામી હતી કે ચાલવાનો યે માર્ગ મહા મુશ્કેલીએ મળતો.

સમય થતાં ગવૈયો આવ્યો; દષ્ટિથી સભા માપતો, સ્મિતથી સહુનાં મન હરતો, ધીમે ને દઢ પગલે. સારંગીના સૂર મેળવી એક પર એક ચીજ છેડી; પછી જુદાં જુદાં વાજીંત્રો પર પોતાનો અદ્દભુત કાબુ દેખાડી આપ્યો ને અધરાત વીતી જતાં જરા વીસામો લેવા થોભ્યો.

સંગીતના દર્દીઓ અને નીલરત્નના અંગત સ્નેહીઓ સિવાય મહેફીલમાં કોઈ રહ્યું નહીં.

આનંદમોહને અત્યારસુધીમાં એક પછી એક એવા તાર છેડયા હતા કે આખી સભા રડી ચૂકી હતી. એના સંગીત પછાડી ઘસડાતી હતી—પણ એની અંદર એક જ વ્યકિત હતી જે હજી ગવૈયાની આ ચાલાકી પર સ્મિત કરી રહી હતી: છતાં એની મુખમુદ્રામાંથી દયા ટપકતી હોય એમ લાગતું હતું. ચકોર ગાયકે નજર ફેરવી અને ચેતી ગયો. ક્ષણિક શારદાની સ્હામું જોઈ રહ્યો.

"આ તે સંગીત કહેવાય?" ધીમેશથી પોતાનાં જ્ઞાનની પ્રતીતિ કરાવતાં શારદાએ પૂછ્યું. ગવૈયાનું અપમાન થવાના ભયથી નીલરત્ને આંખના ખૂણામાંથી આ રીતના વેણ કાઢવા શારદામણિ સ્હામું જોયું ને આંખ ફેરવી લીધી. સભા, છોકરીની ધૃષ્ટતા પર હસી; કેટલાક ગવૈયાનો જવાબ સાંભળવા ઉત્સુક થયા. ગવૈયાએ ધીરેથી પણ દઢતાથી પૂછ્યું: "કેમ?"

"કળાકારના માનસને અડકી આ તે એના આત્માને ડોલાવી શકે ખરું?" શારદાએ નમ્રતાથી જવાબ દીધો.

"ઠીક ત્યારે, સંગીતના જાણકાર, જુઓ." કહી આનંદ-મોહને પોતાની અદ્દભુત કલા દેખાડવા ફરી સૂર મેળવવા શરૂ કર્યા ને વાતાવરણમાં તેની સ્વર મૂર્તિઓ રમવા લાગી.

શારદા સંગીતથી મુગ્ધ થઈ. સાચ્ચેજ એ ખરો કળાકાર હતો. અને મહેફીલ ખલાસ થાય તે પહેલાંશારદા મણિને સંગીતનો વધુ અભ્યાસ કરાવવા નીલરત્ને એને રાખી લીધો.

અભ્યાસની શરૂઆતમાં ઉસ્તાદજી શારદામણિને ત્યાં જ રહેતા હતા પણ થોડો વખત જતાં એમણે દક્ષિણેશ્વર રહેવા માંડયું. અને ફક્ત અઠવાડિયામાં એક બે વાર પોતાની શિષ્યાની પ્રગતિ જોવા અને વધારાની સૂચના આપવા આવવા લાગ્યા.

રાત્રિએ ગંગાના જળ જ્યારે પોઢી જતાં, ને તારા પણ ઘડીભર વિશ્રાંતિ લેવા થોભતા, ત્યારે એ સારંગી લઇ નદી કિનારે જતો. હૃદયનું સમગ્ર દર્દ ભર્યું હોય એવું ગીત છેડતો, તેમાં લીન થતો ને સવાર પડતાં, જતાઆવતા ગામલોકોને, પાગલની પેઠેમ જળસુંદરી વિષે પૂછતો.

પણ એ જળદેવી કોણ હતી એની કોઈને ખબર નહોતી. ઉસ્તાદજીએ એક દિવસ શારદામણિને ત્યાંથી આવી કંઈક સ્વપ્ન જોયું હતું. તે દિવસથી રોજ રાતના એ ગંગાકિનારે જતા, એની સારંગી છેડતા ને માનતા કે એમનું એ સ્વપ્ન, એ મનોરાજ્યની મૂર્તિ રૂપ ધરશે ને નદીના જળમાંથી સૃષ્ટિના ત્રણ સત્વ—સુરભિ, સૌંદર્ય ને સંગીતના સત્વ સમી એની જળદેવી ઉદ્‌ભવશે. એની કાંતિ હિમાચળના હિમથી બ્રહ્માએ ઘડી છે, એની કટિ સિંહ સમી ને જંઘાને સ્થાને કેળના ગર્ભ ગોઠવ્યા છે. એનાં સ્તન ઉદધિના મોજાં સમા. એની રોમરાજી તે જાણે ગંગાની લહરી, એના દાંત સમુદ્રફીણના, ને સંધ્યાના રાતા રંગ સમો એના અધરોનો વર્ણ છે. એના અલકની કાળાશ રાત્રિ ઉછીની લઈ ને શ્યામ થઈ છે. એની સારંગી, વિષ્ણુ વિહારે જતાં, પૃથ્વીપર પડી ગયેલા પુષ્પોની બનાવેલી છે ને એનો સ્વર દૂરથી સંભળાતા જળપ્રપાત અને પક્ષીના કલરવનું અદ્‌ભુત મિશ્રણ જાણે. એ એની સખી થશે ને એના સંગીતમાં એવી તો અજબ પ્રેરણા લાવશે કે સ્વર્ગના ગાંધર્વો યે એને સાંભળવા પૃથ્વી પર ઊતરશે.

દિવસે દિવસે ઉસ્તાદજીની આ ઘેલછા વધવા માંડી. નીલરત્નને ત્યાં જવાનું પણ બંધ પડયું ને ગંગા કિનારે જ પડી રહેવા લાગ્યો.

નીલરત્ન એક રાત્રે આનંદમોહનના કુશળ જાણવા ત્યાં આવી

પહોંચ્યો. ઉસ્તાદજી વળી પાછા સંગીતે ચઢ્યા, એક પર એક ગીત છેડવા લાગ્યા. રાત્રિનો પાછલો પહોર થવા આવ્યો: વદ આઠમનો ચંદ્ર ધીરે ધીરે એ સંગીત સાંભળવા વાદળા વીંખેરતા આકાશને પાટલે આવી ઊભો. ઉસ્તાદજી સંગીત પૂરું થતાં ચંદ્રને જોવા જરા થોભ્યા.

"અને આનંદમોહનજી! તમારી જળમૂર્તિનું ગીત." નીલરત્ને સંગીતના કેફમાં ઉસ્તાદજીને વધુ ખીલવવા કહ્યું.

"અરે, હાં!" કંઈક અનેરાં ઉલ્લાસમાં આવી જતા હોય એમ કહી આનંદમોહને સારંગી લીધી.

આ છેલ્લું ગીત સાંભળવા ગંગાના જળ થોભી ગયા, પવન પાંદડાંમાં લપાઈ બેઠા, ને નિરવ શાંતિ જાળવવા વૃક્ષો યે સ્થિર થઇ ઊભાં.

પણ એનું કરુણ સંગીત સાંભળ્યું જાય એમ નહોતું. કરુણાથી પીગળી જતા હોય એમ ચંદ્ર દેખાતો બંધ થયો ને આકાશમાંથીયે કરુણ રસના બિંદુ સમો વરસાદ ઝરમર ઝરમર વરસવા લાગ્યો: એ બિંદુથી ભીંજાયેલી રજકણો પણ એ રસમાં ડૂબી ગઈ.

હજી હંસગાન સમું એનું સંગીત ચાલું જ હતું. પણ એ ઊભો થઇને પાણી ભણી જવાને આગળ વધ્યો. નીલરત્ન સમજી શક્યો નહીં કે આનંદમોહન શું કરે છે. એ પણ સંગીતના કેફમાં આનંદમોહનની પાછળ ઘસડાયો. ઘૂંટણ સુધી પાણીમાં જઈ પહોંચ્યો ને શરીરે થંડક લાગતા એને કંઇક ભાન આવ્યું. પરંતુ શું કરવું એ સમજી શક્યો નહીં ને સ્તબ્ધ થઇ ઊભો. પણ ગવૈયો તો જાણે ભાન ભૂલ્યો હતો ને સરી જતી સ્વપ્નસિદ્ધિ અર્થે આગળ ને આગળ વધ્યો જતો હતો.

ધીરે ધીરે એની સારંગીનો સ્વર મંદ થયો, પછી કંઠ બંધ પડ્યો અને પેલે પાર પાણી ભરવા કોઇ ઘડો બુડાડતું હોય એવો અવાજ આવ્યો. તે પર પાણી ફરી વળતાં બે ચાર વર્તુળ થયાં ને નીલરત્નને પગે અથડાયાં ત્યારે નીલરત્નને ભાન થયું, "મનોરાજ્યની મૂર્તિ પછાડી આમ કેટલાં જીવ જતાં હશે!"

મી૦—ધારાસભામાંથી રાજીનામું આપે છે. પ્રગતપક્ષેજ હતા અને હજીપણ ભાગે ઊભા રહેશે—પણ નાદુરસ્ત તબિયતના કારણે નિવૃત્ત થશે કે?

આવી રીતે બૂમ પાડતો છાપાવાળો સંભળાય છે. આવા મોટા મથાળાવાળી મારી નકલ આપીને ચાલતો થાય છે. હું અંદર નજર કરું છું ને એ વિષે વિવિધ કલ્પના જોઉં છું.

એ માની ન શકાય એવી વાત છે છતાં સાચી છે. તે સમયે તો મને પણ સંશય થતો હતો. એ વાત સાચી હશે? પણ ત્યારપછી બનેલા બનાવો, એની કહેવાની શૈલી, એની વાણીની સરળ સચોટતા, એના મુખ પરના હાવભાવ, એમાંથી નીતરતી ઉત્કટ નિરાશા, નિખાલસતા ને લાગણીની તીવ્રતાની રેખાઓ—એ વાત સાથે યાદ આવે છે ને મને થાય છે કે એ સાચો હતો. તમે પણ એને વાત કરતાં જોયો હોય તો જરૂર એ માનો.

સંધ્યા આથમતી હતી. તેની સુરભિભરી લહરી મંદ થઈ ગ્લાનિમાં પરિણમતી હતી. હમણાંજ પ્રકટાવેલો ઝાંખો દીવો,

પોતાની નિસ્તેજતાથી ગમગીની પ્રસારવામાં સહાયભૂત થતો હતો. એવે એ આવ્યો. એની ચાલમાં ઉદ્વેગતા હતી, મોઢા પર શ્રમ અને નિરાશાની રેખાઓ તરવરતી હતી. એની આંખો ઉજાગરાથી ઊંડી ઊતરી ગયેલી લાગતી. ક્ષણેકમાં ગમગીન વાતાવરણને આશા, ઉત્સાહ અને ચેતનભર્યું બનાવનારના મુખ પર આવા ભાવ જોઈ હું આશ્ચર્યમૂઢ બન્યો ને એને કૈં પણ કહું તે પહેલાં મારી સામે પડેલી ખુરશીમાં એ બેસી ગયો—જાણે પછડાયો ને એણે વાત માંડી.

"તને યાદ છે આપણા એ બાલપણના દિવસો; જ્યારે આપણે ચંદુ મહેતાની નિશાળે ભણતા હતા તે."

"મને એ બરાબર યાદ છે. વર્ષ અને મહિના સાથે. આજે એ વાતને છત્રીશ વર્ષ થઈ ગયા છતાં હજુ ય ભૂલ્યો નથી. તને એ વાત કદાચ ખબર નહિ હોય. તું આવ્યો તેના ચાર દિવસ પહેલાંની."

"કદાચ તું નહિ માને—આજ સુધી ત્યારે કહ્યા પછી કોઈને કહી નથી. એ મારી અત્યંત ગુપ્ત વાત છે—જીવનના રહસ્ય સમી. આખા જીવનમાં આ એક જ એવી ઘટના છે અને છતા આજે તને એ કહેવા આવ્યો છું. તને કહેવાથી કંઈ માર્ગ જડશે કે પછી હું એ માટે સંચરું તે પહેલાં તને કહી દઉં. તને, મારા મિત્ર તરીકે એકાએક મારા વાનપ્રસ્થ થવાથી આશ્ચર્ય નહીં થાય કે જ્યારે વર્તમાનપત્રો અને લોકો કૈં કઢંગી કલ્પના કરે, સાચા ખોટા આક્ષેપો મૂકે ત્યારે તું સંશય ન આણે, છેલ્લે મને આશ્વાસન રહે કે મારા પ્રત્યે સદ્ભાવ રાખનાર એક વ્યક્તિ તો જગતમાં છે જ. અને જાહેર હિત ખાતર, સાચી વાત કહેવાની, આક્ષેપોનો જવાબ વાળવાની કદાચ જરૂર રહે ત્યારે હું ન હોઉં—હું ઉત્તર ન દઈ શકું એટલો દૂર હોઉં તો તું એટલું તો મિત્રકાર્ય કરે."

આટલી લાંબી પ્રસ્તાવના સાંભળી મારી ઈંતેજારી વધતી જતી હતી. આવી વાત શી છે તે સાંભળવા અધીરો થતો હતો. આવતી કાલનો પ્રધાન – સરકાર અને લોકોમાં સરખી રીતે પ્રિય થતો જતો રાજપુરુષ શું કહેતો હતો તેની કલ્પના નહોતી આવતી. રહસ્ય જાણવા માટે મેં ડોકું નમાવ્યું, મૂખથી સૂચક ઉચ્ચાર કર્યો ને એણે આગળ ચલાવ્યું.

" તને એ નિશાળ યાદ છે ? – અત્યારે તો એનું નામ-નિશાન યે નથી – પેલું મોટા રસ્તા પર ભોંયરા જેવું હતું તે ? એનો ઓટલો એટલે જાણે કેદખાનાના કોટની દીવાલ. એ દીવાલ–ઓટલા પર ચઢી અંદર ઊતરવું પડતું. આથી ભોંયતળિયું ભોંયરા જેવું બનતું. ઓટલાની સાથે જમીનની માટીનો હરઘડીએ સ્પર્શ કરતાં બે મોટાં બારણાં હતાં, જાણે દુકાન કે તબેલાના હોય તેવાં. હજી પણ કલ્પનામાં ઊતરતું નથી કે આવા સ્થળમાં શાળા હોઈ શકે ખરી ? પણ એ વાત કલ્પનાની નથી. નક્કર હકીકત જેવી સાચી છે કે એ જગ્યા દુકાન માટે નકામી હતી. ઢોરને અંદર રાખી શકાય એમ હતું નહીં એટલે નાના બાળ અંદર પુરાતા. એક ભાગમાં બાળકો ભણવા બેસતા. તે બારણું બંધ કે અધખુલ્લું રહેતું, અજવાળું નહીં જેવું આવતું પણ આપણે તો પાટી માંડી લખતા. બાળકને અંધારા અજવાળાંનો સવાલ જ શાનો ? બીજા ભાગનું બારણું ખુલ્લું રહેતું. ત્યાં ચંદુ મહેતા બેસતા; એક ભાંગેલી ખુરશી નાંખીને. ખાસી લાલ ચળકતી મોટી અધમણીઆ જેવી સુરતી પાઘડી પહેરતાં, હાથમાં નેતર રાખતાં, અને હમણાં મારી પાડશે કે ખાઈ જશે કે શું એવે ઘાંટે સોટી ચમચમાવતાં, આંક બોલતા ને બોલાવતા. અને એમનો રૂવાબ–કોઈ બાળક જ્યારે નિશાળે બેસવાનું હોય ત્યારે તો ! ને તેયે કોઈ ધનિકનું બાળક હોય તો ! તે સમયે, આટલી નાનકડી જગ્યામાં મહેતાજી કેવા ધાબરા ધાબરા, જાણે

આમથી તેમ દોડતા હોય એમ લાગતું, નહિ? ઘડીમાં એક આજ્ઞા આપતા, એનો અમલ થાય તે પહેલાં કૈંક ગણગણવા મંડી જતા – જાણે આખી આલમનું જ્ઞાન આ ભોંયરામાંથી આવવાનું હોય! પણ તે દિવસે આપણને ગમ્મત આવતી. ભણવાનું નહિ: ધાક, ધમકી, માર નહિ ને વધારામાં મળતાં નવી સ્લેટ, આંકની ચોપડી, પેન, દાળિયાચણા!...

આ લુપ્ત થયેલી શિક્ષણસંસ્થામાં એને શો રસ હશે કે એવી શી ગુપ્તતા હોવી જોઈએ એવો વિચાર મને સહજ આવ્યો ને મુખ પરથી અંતર જાણવાને ટેવાયલા એ મુત્સદ્દીએ વાત વાળી.

"ત્યારે તો કોઈએ એ વાત માની નહોતી. તું માનશે?"

"કેમ નહીં? તારી વાતમાં નહીં માનવા જેવું શું હોય? હું માનીશ." મેં આશ્વાસન આપ્યું ને એણે કહેવા માંડયું.

"એક દિવસ નિશાળેથી જરા વહેલી રજા મળી ને હું રમતો રમતો ઘેર જતો હતો ત્યાં મેં એ દ્વાર જોયું. આસમાની રંગની ભીંતમાં સફેદ ચાંદની સમું એ અધખુલ્લું હતું, બીજના ચંદ્ર જેવું આકર્ષક ને આમંત્રણ દેતું. હું બાલીશ કુતૂહલતાથી એ બાર ભણી ગયો. બારણું ખુલતું લાગ્યું. મોતીનો ભર્યો થાળ વેરાય એવું મધુરું હાસ્ય કરતી 'પરી જેવી કુમુદ' મને હાથ પકડી અંદર લઈ ગઈ – અંદર એ નંદનવનમાં, ને ત્યાં મેં જોયાં ઇન્દ્રધનુષનાં વર્ણ સમાં અનેક સુંદર ને સુવાસિત પુષ્પો, વૃક્ષે વૃક્ષે લટકતાં દિવ્ય ફળો, અને કંઈક યુગલો, બાળકો, કિશોરો, યુવાનો નિજાનંદમાં કલ્લોલતાં. પૂર્ણત્વ પામેલાં જેવાં તે સૌ હતાં. મને તે પૃથ્વી પરનું સ્વર્ગ લાગ્યું. એમાં જીવનનું રહસ્ય – જીવનનાં અંતિમ ધ્યેયની ઝાંખી લાગી – પણ તે લાધી ને સરી ગઈ.

"દિવસે દિવસે આ રીતે એની સ્મૃતિ વિશદ થતી ગઈ. જીવનના પલટાતા રંગમાં પણ એનું આકર્ષણ એ અસરની

રીતે ધરતી, ને એ કલ્પનાસિદ્ધિ અર્થે તલસતો, જીવનસિદ્ધિ માટે શ્રમ લેતો ને એમ એ અનેક પ્રયત્નની પ્રેરણા થઈ રહી.

"અને તે દિવસે ઘેર હું મોડો પહોંચ્યો. મેં સૌને આ વાત કહી પણ કોઈએ માની નહીં. ન માની, મારી હામાં હા પાડતાં કાકીએ કે નહીં માની ઘરના નોકરચાકરોએ. સાંજના પિતાજી આવ્યા. એ કડક હતા. વકીલ હોઈ શિક્ષામાં માનતા. મારી વાત સાંભળી, 'હું તરંગી બની ગયો છું,' કહી મને શિક્ષા કરી. કાકીને વાર્તા કહેવાની મના થઈ. હું જુઠ્ઠો ઠર્યો. મને માર પડ્યો. હું ખૂબ રડ્યો. રડી રડી સૂઈ ગયો. આખી રાત રડવામાં ને નંદનવનનાં સ્વપ્નમાં ગાળી.

"આમ બે પાંચ રાત વીતી ગઈ. એ હું ભૂલવા લાગ્યો—ભૂલી ગયો. ને વળી પાછું એક દિવસ 'મંગલ મંદિર'નું દ્વાર નજરે ચઢ્યું."

"ત્યારે અમે એક રમત રમતાં—'નિશાળેથી નીસરી પાસરું જવું ઘેર' તો પડતું. પરંતુ નિશાળે જતાં શેરીમાંથી અમે જરા વહેલા જતા ને નવો રસ્તો શોધતા. એમ કરતાં હું ભૂલો પડ્યો ને એક ગલીમાંથી નીકળતો હતો ત્યાં એ બારણું જોયું. શરદના સ્વચ્છ આકાશ સમી નીલભીંતોમાં અર્ધ ચંદ્ર સમું, અર્ધખુલ્લું, આકર્ષક ને આમંત્રણ દેતું. પણ નિશાળનો વખત થઈ ગયો હતો ને બપોરે છુટ્ટી હતી એટલે દોડી ગયો.

"નિશાળમાં મેં મારા સોબતીઓને વાત કરી. કોઈએ માન્યું નહીં ને સૌએ કહ્યું, અહીં બાગ કેવો? પણ પેલો અંજન—મોટો હતો તેવો તોફાની હતો. એ મારી સાથે આવવા તૈયાર થયો. રજા મળી ને અમે ચાર નીકળ્યા. ખૂબ રખડ્યા. હું તો થાકીને લોથપોથ થઈ ગયો. પણ એ બાર દેખાયું જ નહીં. હું ભોઠો પડ્યો. જુઠ્ઠો ઠર્યો. થાક, ભોઠપ ને અંજનની પજવણીથી રડી પડ્યો. રડતો રડતો ઘેર પહોંચ્યો."

"મને હજી પણ યાદ છે. તે દિવસથી મેં રમવું છોડી દીધું. મેં આંક અને પલાખાં બોલવા છોડી દીધા. બસ આખો દિવસ ગમે ત્યાં બેસી રહેતો, રડતો કે સૂઈ રહેતો."

"પણ એવામાં શાળાના તખ્તા પર તું આવ્યો ને મારા કરતાં હોશિયાર ગણાવા લાગ્યો. હું પાછળ પડવા માંડ્યો. મારાથી એ નહીં સહેવાયું હોય ને આંક તથા પલાખાં સંભાળતા એ બાર ને બાગ ભુલાઈ ગયા."

"પણ જેમ અભ્યાસના આરંભે ને અભ્યાસના અંતે તેમ આ કારકિર્દીના શરૂમાં એ દ્વારનાં દર્શન પાછાં થયાં. પણ જ્વલંત કારકિર્દીના સમણાં સેવવા ને પ્રત્યક્ષ કરવાની ઘેલછામાં મેં એ આમંત્રણ ત્યારે ન સ્વીકાર્યું. અને પછી–પછી ગયેલી પળો. કાંઈ એમ લાધે છે? ઠેકેલી પ્રેરણા, દુર્લક્ષ કરેલાં દર્શન જાય તે જાય છે સદાને માટે!" તે છતાં એ માટે આપણે તલસીએ છીએ ને એ તલસાટ જીવનના સાચા બાહ્ય પ્રયત્નને પ્રેરે છે.

"ને જીવનમાં જગતને દેખાતી સફળતામાં, કવચિત એનાં સંભારણાં આવતાં. આ સફળતા, સમૃદ્ધિ, કીર્તિની જમાવટમાં ફરતી કલગી એ સૌ નકામાં લાગતાં ને એ ઝાંખી માટે મન તલસતું."

આટલું કહી એ જરા થોભ્યો : શ્વાસ લેવાને, ઊભરાઈ જતી નિરાશામાંથી ઉપર આવી વાતને સમતોલ કરવાને. અને મેં પૂછયું, "ઘણીવાર તેથીજ ગમગીન દેખાતો હતો? અનેક સંધ્યાએ ભીંસી નાંખતી ગ્લાનિની ફરીઆદ કરતો, કશું ચેન નથી પડતું એમ કહેતો તેનું આ કારણ? આજસુધી કેમ ના કહ્યું?"

એણે જવાબમાં ડોકું નમાવ્યું. મેજ પર પડેલો પ્યાલો ઊઠાવ્યો ને બોલ્યો : "પણ હજી ત્રીજીવાર આવીજ રીતે દર્શન

લાધ્યાં ને વળી પાછો જીવનનાં તિમિરમાં 'તૃષાતુર મૃગજળે ફાંફાં' મારવા સરજાયો હશે તે એ દર્શન લાધ્યાં ને સરી ગયાં.

"આમ દિવ્ય પળો ત્રણ ત્રણ વાર લાધી ને ચાલી ગઈ. આપણા દુન્યવી સફળતાના ખોટા ખ્યાલોને લઈને–આપણી ફરજની વિચિત્ર ભાવનાને કારણે."

"અને ત્રણે વખત એમ જ બન્યું. જીવનમાં તે તે કાળે લાગતી અગત્યની પળોએ જ એ ઝાંખી થતી ને એનો અનુભવ લેવા ચૂકતો, મુલતવી રાખતો. પણ એમ વીતી ગયેલી દિવ્ય પળો પાછી પ્રાપ્ત થની હશે?

"આ સમયે પણ એમ જ બન્યું. અને આ બનાવના કારણે તો કંઈ કંઈ કલ્પના લોકોએ કરી, સાચાખોટા આક્ષેપો વર્તમાનપત્રોમાં આવ્યા, અને મિત્રોએ મારી વર્તણૂક ન સમજાય એવી વિચિત્ર માની.

"હજી એ વાત તાજી છે, તને ખબર છે તે દિવસે ધારાસભામાં ખૂબ ગરમાગરમ ચર્ચા થવાની આશા રખાતી હતી અને થઈ. બંને પક્ષો તૈયાર હતા, નમતું ન આપવા માટે ઉભય પક્ષોનો નિશ્ચય દેખાતો હતો. એ માટે પ્રયત્નો થતા હતા. ટગ–ઓફ–વોરના દોરડાની જેમ બંને પક્ષ મને આકર્ષતા હતા. એક પક્ષ મને મારી કારકિર્દીની–એક સમયે સેવેલાં સ્વપ્નાંની સફળતાની લાલચ આપતો. બીજી બાજુ દેશસેવાનું સ્વપ્ન સફળ થતું લાગતું હતું; મારો નિર્ણય થઈ ગયો હતો.

"બીજો દિવસ થયો. ધારાસભામાં જવાને તૈયાર થતો હતો ત્યાં પંડિતજી આવી પહોંચ્યા. અને અમે નીકળીએ છીએ એટલામાં ગૃહસચિવની મોટર મળી અને અમે સાથે થયા.

"આમ અમારી સવારી ધારાસભા તરફ ચાલી, મારી એક બાજુ હોમમેમ્બર, બીજી બાજુ પ્રજા પક્ષના નેતા પંડિતજી: ઉત્તર દક્ષિણ ધ્રુવ જેવા બે અંત્યો. ને એ દોડતી મોટરે રસ્તાની એક બાજુ પેલા દિવ્ય દ્વારનાં દર્શન થયાં. બરોબર એ વખત જોયેલું એવું જ, અર્ધખુલ્લું ને આમંત્રણ દેતું, પાછળની દિવ્ય સૃષ્ટિની ઝાંખી કરાવતું, એટલું જ: આકર્ષક. મુત્સદ્દીઓની આ ધડભાંગ વચ્ચે પણ એ દ્વાર મને આકર્ષી રહ્યું. મોટરમાંથી કૂદી પડું? પણ એ કેમ બને? આ બે રાજપુરુષો વચ્ચેથી કોઈ અજાણ્યા સ્થળે આવા કટોકટીના સમયે દોડી જાઉં એ શી રીતે સંભવે? પછી મારાં સમણાંનું શું? મારી દેશ પ્રત્યેની ફરજ ના ચૂકું? લોકો શું કહશે? વર્તમાનપત્રો શો અભિપ્રાય આપશે? એવા વિચાર આવે છે ને અમે સભાગૃહ સમીપ જઇ પહોંચીએ છીએ. પણ મને તે દિવસે ધારાસભાના રસાકસીભર્યાં કામ-કાજમાં રસ ના આવ્યો. મારું ભાષણ તૈયાર હતું છતાં એમ ને એમ રહ્યું. પોલ વખતે હું લૉબીમાં જવાને બદલે મોટરમાં જઈ બેઠો. મોટર ચાલવા માંડી ને રસ્તામાં જ્યાં એ દ્વાર જોયું હતું ત્યાં હું ઊતરી પડયો ને મધરાત સુધી ભમ્યો.

"—પણ હવે મેં નિશ્ચય કર્યો છે: એ દર્શનપ્રાપ્તિનો—એ ઓતરાતી દીવાલની પેલે પાર પહોંચવાનો શેષ પળો એ સાધનામાં વીતાવવાનો."

હું આ સાંભળી રહ્યો. એનું નિશ્ચયબળ હું જાણતો હતો. એ જે વસ્તુ પાછળ પડતો તે મેળવતો ત્યારે જંપતો.

પણ આ કલ્પનિક દ્વાર પાછળ શે ભમવું ? એમાં તે એવું શું તથ્ય ? પણ એને એવો સવાલ પૂછવો જ નકામો હતો. એને એ સાચું લાગતુ હતું. એની આંખમાં જાણે જ્યોતિના પ્રથમ ચમકારના દર્શનનું તેજ હતું; નિશ્ચિતતા હતી. છતાં મેં પૂછ્યું, "આ પહેલાં જ બધી માયા છોડી દીધી કે શું ? આ આજના છાપાં જોયાં, તારે માટે ફાવે તેમ લખે છે તે ?"

"હા ! મારા ધ્યાન પર મારો મંત્રી વિજય રોજ એ લાવે છે પણ હું જ લક્ષ આપતો નથી—આપી શકતો નથી. મારૂં ભાષણ તૈયાર હતું તે પ્રસિદ્ધિ માટે મને બતાવ્યું. મારૂં રાજીનામું પણ એણે તૈયાર કરી મને સહી માટે આપ્યું હતું પણ કાલ સુધી તો મેં કાંઈપણ કાગળ જોયા નહોતા. આ સભાને બીજે જ દિવસે છાપાંના કેટલા ય પ્રતિનિધિ આવ્યા પણ કોઈ ને મુલાકાત આપી નથી. પંડિતજીને પણ મળ્યો નથી. મિ. બટલરના ટેલીફોનનો વિજયે કૈંક એવો જ જવાબ આપ્યો અને છાપાંના લખાણો પર તો એ બિચારાએ કેટલીયવાર ધ્યાન ખેંચ્યું પણ હું જોઉં ત્યારે ને ? અંતે થાકી આજે સવારે એ એક લાંબો જવાબ તૈયાર કરી, મારી પાસે આવ્યો. બન્ને પક્ષના છાપાંને એમાંથી જવાબ મળતા હતા. મારા ભાષણમાંથી વિગતે મુદ્દા ટાંકયા હતા. બિચારાએ બધી શક્તિ એકત્રિત કરી મારો બચાવ કોઈ સમર્થ વકીલને શોભે એવી રીતે કર્યો હતો. પણ આમ જવાબ આપવામાં રહેલા જોખમ વિષે એને કહ્યું. જવાબમાં એણે પોતાનું રાજીનામું સાથે મૂકયું. એ અનેક આક્ષેપો—આવી બીનજવાબદાર કલ્પનાઓ સહી શકતો ન હતો.

"એ જવાબ મારી સહી સાથે આજે મેં એને રવાના કરવા દીધો. મારૂં રાજીનામું મોકલી આપ્યું. મારા કાગળો મેં આજે જોયા.

"પણ આજે એ કદાચ છેલ્લા હોય. મારા જેવો માણસ આમ રખડતો ફરે અને કોઈ જુએ તો શું ધારે ? મેં મારી

બધી પ્રવૃત્તિ સંકેલી લીધી છે. એકેએક સંસ્થાનું રાજીનામું ઘડી નાંખવા વિજયને કહ્યું છે.

"અને હવે–હવે હું જાઉં છું, એ બારની શોધમાં. હવે એ જડશે? સરી ગયેલી ઝાંખી–ગયેલાં દર્શન ફરી લાધશે? એ દ્વાર પ્રાપ્ત કરી શકીશ?–તે વિના હવે હું પાછો નહીં ફરું."

–એ અનેરી પળ હવે જતી નહીં કરું."

આમ કહી એ ઊઠ્યો. હું એને કંઈ પણ કહું તે પહેલાં તો એ દરવાજા બહાર નીકળી ગયો.

ગેબનો સંદેશ સાંભળી કો વનવગડાની વાટે નીકળી પડે અને આપણે જોઈ રહીએ તેમ મૂઢની જેમ એને હું જોઈ રહ્યો.

આ વાતને આજે ત્રણ દિવસ વીતી ગયા. આથમતી સંધ્યાના ગમગીનીભર્યા અંધકારના પડછાયા ધીરે ધીરે પથરાય છે ને છાપાવાળો વળી બૂમ મારતો આવે છે. "...નું અકસ્માત મૃત્યુ" ને જાડી કાળી લીટીઓ વચ્ચે એની મૃત્યુનોંધવાળું છાપું ફેંકી જાય છે. એમાં એના અવસાન વિષે વિવિધ કલ્પના છે. આપઘાત કર્યાનું પણ સૂચન છે.

ગઈ રાતે જ એ બન્યું. એ જગ્યાએ મોડી રાતે ખબર મળતાં હું ગયો હતો. રેલ્વે ક્રોસીંગ આગળ એની લાશ પડી હતી. એ ક્રોસીંગનો દરવાજો ભૂરો હતો. એમાં સફેદ ચંદ્રો હતો ને તેમાં ઝીણો દીવો બળતો હતો.

એમાં એને એનાં દ્વારની કલ્પના થઈ હશે. એ ધસ્યો ગયો હશે ને અંધારી રાતે ટ્રેનની અડફટમાં આવી ગયો હશે.

આમ એ પોતે માની લીધેલી કલ્પના–સ્વપ્નાં પાછળ પડ્યો ને પ્રાણ દીધા. એ ઘેલો થયો હતો? કેટલા સ્વપ્નદર્શી ઘેલા નથી હોતા?

સૌ સૌનાં સ્વપ્નાં પછાડી સાચ્ચે જ ઘેલા બનતા હોત તો! જગત છે તેનાં કરતાં કેવું થાય?

મે '૪૦

# નવા યુગની સ્ત્રી

અને

## પુરુષ પાત્ર વિનાનાં બીજાં નાટકો

સ્ત્રી મંડળોમાં ભજવાયેલાં તેમજ કન્યા
વિદ્યાલયોમાં ભજવવા જેવાં

સોમાલાલ શાહના ભાવવાહી ચિત્ર અને

**શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈની**
**પ્રસ્તાવના સાથે**

: લેખક :

**શારદાપ્રસાદ વર્મા**



આ ત્રણ નાટકો જગતના–માનવજાતના સ્ત્રીત્વ ઉપરની મીમાંસારૂપ છે. એ મીમાંસામાં સ્ત્રીત્વ તરફ પૂજ્યભાવ, સમભાવ, ને સહેજ કટાક્ષ પણ રહેલાં છે...સરલતા છે વાર્તારસ છે, પાત્રોમાં વૈવિધ્ય છે. એ વૈવિધ્યની મેળવણી પણ ઉચિત અને સુરૂચિને અનુરૂપ બને છે. સંવાદો સાદા પણ ઝમકવાળા છે; અને નાટકોનો સમારોપ કોઈ ઉન્નત ભાવના લહરી પાછળ મૂકતો જાય છે. એમાં આદર્શો છે, આદર્શોની અથડામણ છે; માનવહૃદયના ઘર્ષણ છે, અને માનવહૃદયની કાળી બાજુ છે. આપણા નાટ્યસાહિત્યમાં આ ખરેખર આવકારદાયક ઉમેરો લાગે છે...રસપ્રદ, સુંદર, યુગલક્ષણને અનુસરતાં...(પ્રસ્તાવનામાંથી)

કેળવણી ખાતા તરફથી મંજૂર

કિં. બાર આના

**કાવ્યકળા :** લે. પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ.
એલએલ. બી.

રસ્કિન, ઇમર્સન, ટોલ્સ્ટોય આદિ પશ્ચિમના અને પૂર્વના રસમીમાંસકો અને કલા વિવેચકોના અભ્યાસના નિષ્કર્ષ સમા કાવ્ય અને ચિત્ર અને કળા પર છ રસિક નિબંધો પાકું પૂઠું. સુપર એન્ટિક પૃ. ૨૧૨ કિ. રૂા. ૧–૮–૦

**સાહિત્યકળા :** સર્જનાત્મક વિવેચનાના વિદ્વતાયુક્ત આઠ લેખો. પાકું પૂઠું સુપર એન્ટિક પૃ. ૨૬૦ કિ. રૂ. ૧–૦–૦

આ પ્રકારના આપણા અલ્પધન સાહિત્યપ્રકારનાં આ બંને પુસ્તકો હૃદયપૂર્વક સત્કારાયાં છે ને વખણાયાં છે. અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી, છતાં આટલાં સસ્તાં આ પ્રકારનાં ગુજરાતીમાં બીજાં પુસ્તકો નથી.

**કીર્તિદાને કમળના પત્રો :** લે. બટુભાઈ ઉમરવાડિયા.

નર્મદ, દલપત, કલાપી મુનશી વિષે સર્જનાત્મક વિવેચનના લેખો એમાં વિવેચન ઉપરાંત ગુજરાત-એનું સાહિત્ય અને સંસ્કૃતિ ઘડતર પર પણ અચ્છો ખ્યાલ આપે છે. કિં. રૂા. ૧–૮–૦

**સંવાદો :** લે. પ્રો. વ્યોમેશચંદ્ર જી. પાઠકજી એમ. એ.
એલએલ. બી. બાર-એટ-લો.

એમાં સામાજીક, પૌરાણિક, હાસ્યરસિક એમ વિવિધતા ભર્યા, સ્ત્રી પાત્ર વિનાના અને એકલાં સ્ત્રી પાત્રોવાળા તેમજ સહ અભિનય માટેના બાર સંવાદો. એના એકએક સંવાદો, પાત્રો, ગોઠવણી, સમય વહેંચણી એ સૌ દૃષ્ટિએ મેળાવડામાં ભજવવા ખૂબ ફાવી જાય એવા છે.

કિં. રૂા. ૧–૦–૦

**અંધકાર વચ્ચે** : લે. ઇન્દુલાલ ગાંધી. આ વાંચતા અને વિચારતાં કર્તાની નાટ્યકાર તરીકેની સુશક્તિનો ખ્યાલ આપે એવાં પાંચ નાટકો ઘણાં ખરાં તખ્તેનશીન થયાં છે. કિં. રૂા. ૧-૦-૦

**પ્રાયશ્ચિત** : લે. મોરિસ મેટરલિંક—બેલ્જીઅમના નોબલ પ્રાઇઝ મેળવનાર કવિ, ફીલસુફ અને નાટકકારનું, પ્રેમની કસોટી, ભક્તિની સાર્થકતા, પાપનાં પ્રાયશ્ચિત બતાવતું નાટક. ૦-૪-૦

**મીરાંબાઈ** : પુરૂષ પાત્ર વિનાનું ભજવવા જેવું એકાંકી નાટક. એમાં આદર્શની જ્યોતમાં ફના થતી મીરાંનું ચરિત્ર નીરુપણ વર્તમાન માનસને અનુકૂળ પડે એવી રીતે થયું છે. કિં. ૦-૨-૬

**ભાવના સૃષ્ટિ** : લે. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી : આ મૌલિક કૃતિમાં પ્રેમ અને ભક્તિનાં ગુંજન, પ્રકૃતિના શબ્દચિત્રો અને યૌવનનાં સ્વપ્નાં છે. રસસાહિત્યમાં નવી દિશા બતાવનાર તરીકે વખણાયું છે. રવિશંકર રાવળના ચિત્ર સમેત. કિં. ૦-૧૦-૦

**પાશેર પુણીમાંથી પાદશાહી** : લે. ગોકુળદાસ દ્રા. રાયચુરા શારદાના તંત્રીની એક સરસ નાની વાર્તા. બાળક, સ્ત્રી-પુરુષ, નાનામોટાં સૌને ગમી જાય એવી. કિં. ૦-૧-૦

**ગીતાની વ્યાખ્યા** : લે. અરવિંદ ઘોષનું ગીતા પર અત્યારે આ એકજ પુસ્તક મળી શકે છે. ફીલસુફીના નિષ્કર્ષ જેવું સૌએ આ નાનકડું ગીતાભાષ્ય તો અવશ્ય વાંચવું જ જોઇએ. ૦-૮-૦

## ગ્રંથાગારનાં પ્રકાશનો

નાટકો—

સંવાદો
વહેમી
નવાયુગની સ્ત્રી
મીરાંબાઈ
બે નાટકો
પ્રાયશ્ચિત
મત્સ્યગંધા અને ગાંગેય
સંસ્કૃતિ પ્રચાર

સાહિત્ય—

કાવ્યકળા
સાહિત્યકળા
ભાવનાસૃષ્ટિ

વૈદક—

અખૂટ જીવનદોરી

તત્ત્વજ્ઞાન—

ગીતાની વ્યાખ્યા

ટૂંકી વાર્તા—

વન વનની વેલી
પાશેર પૂણીમાંથી પાદશાહી

જીવન ચરિત્રો—

ફોરમ
અમર મહાજનો

卐

